# પ્રેમભક્તિ-ગ્રન્થમાલાનાં

## નવીન ગ્રન્થો અને આવૃત્તિઓ



| | | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|---|
| ૧૭ | શકુન્તલાનું સંભારણું (૨ જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૮ | કુરુક્ષે: ત્રપ્રથમ કાંડ, યુગપલટો (૩જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૯ | કુરુક્ષેત્ર: દ્વાદશ કાંડ, મહાસુદર્શન(૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૦ | ઉદ્બોધન ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૧ | અર્ધશતાબ્દિના અનુભવબોલ | ૧૯૨૭ |
| ૨૨ | સંસારમન્થન ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૩ | વિશ્વગીતા ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૪ | ઇન્દુકુમાર, અંક ૨જો | ૧૯૨૭ |
| ૨૫ | ન્હાના ન્હાના રાસ, ભાગ ૨જો (૨જી આવૃત્તિ) | ૧૯૨૮ |
| ૨૬ | ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૭ | જહાંગીર–નૂરજહાન | ૧૯૨૮ |
| ૨૮ | કુરુક્ષેત્ર: ચતુર્થ કાંડ, યોધપર્વણી | ૧૯૨૮ |
| | પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |

### ૧૯૨૯માં છપાશે

| પ્રથમાવૃત્તિ | નવીન આવૃત્તિ |
|---|---|
| શાહાનશાહ અકબરશાહ | રાજર્ષિ ભરત |
| પાંચ ઉપનિષદો | |
| સંબોધન | |
| કુરુક્ષેત્ર: દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | |
| એકાદશ કાંડ, શરશય્યા | |

# પ્રેમભક્તિ-ગ્રન્થમાલા







પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

# પ્રેમકુંજ



ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૮૫ ઈ. સ. ૧૯૨૯

કીંમત એક રૂપીઓ

પ્રકાશક : ન્હાનાલાલ દલપતરામ કવિ
ભદ્ર, અમદાવાદ

આવૃત્તિ ૧લી ૧૯૨૨ પ્રત ૧૦૦૦
આવૃત્તિ ૨જી ૧૯૨૯ પ્રત ૧૧૦૦

૧૯૨૭ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાલાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક પ્રત ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.

મુદ્રક : મુદ્રણસ્થાન :
કેશવ હ. શેઠ
બડાયતા મુદ્રણકલા મન્દિર
ચાર રસ્તા-અમદાવાદ

અયિ કુલયોગિની આર્યે !
કવિતાને ભાગ્યદેશે ત્હારાં નામાક્ષરો લખી
વળી મ્હારૂં એક વેળા સોહાવું કાવ્ય આ, સખિ !

૨

વિધિરંગિત ત્રીશ વર્ષ વીત્યાં
સખિ! પરણેતર ત્હારૂં-મ્હારૂં બોલ્યે:
ખરૂં કહું ? મુજ કલ્પનાકવિતા
નથી તુજ જીવનના કવિત્વ તોલે.

૩

મ્હને તો સ્પષ્ટ છે એ સૌ, આપણી કુલવેલ શું;
આટલી અવધે તો એ સૌને સ્પષ્ટ હશે થતું.

૪

તડકા કુમળા પડયા ચ્હડેલા,
સખિ ! જો, શીતળ રમ્ય સ્હાંઝ બેઠી;
તુજ અદ્‌ભુત હાસ્યજ્યોત શી આ
નમી જીવનની ય સ્હાંઝ પ્રેમમિઠ્ઠી.

૫

તજી જીવનની ભોમ, કપાયેલા પતંગ શા,
કલ્પનાના પ્રવાહી તો ઉડે છે કંઇ આભમાં.

૬

હૈયે વિરાજ્યો ભૂલી બ્રહ્મ ભાવિકો
શોધે જગે પન્થભૂલેલ નાવિકો;
ભાળે દિગન્તે ત્યમ કલ્પના કવિ,
ભૂલી કવિના ગૃહકુંજમાં ભરી.

૭

દંપતીભાવની દેવી લીલાથી–ભાવનાથી, જો !
છલોછલ ભરેલું છે ત્હારૂં જીવનકાવ્ય તો.

૮

"ગમ્ભીરાના હૃદય સરિખાં નીર માંહી પ્રસન્ન
છાયાત્મા યે પ્રકૃતિમધુરો સરકશે તુજ સ્હેજે :"
યક્ષે દીધો વર સહુ ફળ્યો, યોગ્ય છું વા ન છું વા,
બેઠો છું હું ચિર તુજ સખિ ! ઉરનીરે પ્રસન્ન.

૯

अपवित्रो पवित्रो वा આ કાવ્યે રસ હોય જે,
ત્હારા ગાર્હસ્થ્ય અગ્નિના પુણ્યે તે પરિશુદ્ધજે.

૧૦

સન્માર્જીને જીવનનીરથી, પ્રિયે !
ઉદ્ધારજે આછું–અધૂરૂં હોય તે :
"નથી કને, લાવું કયંહીથી ?" એ કહી
લેશે ય નિજને અવમાનતી નહીં.

૧૧

આપી છે ત્રીસ વર્ષોમાં, ને આપે છે હજી સુધા;
માગું છું એથી તો આજે ઓછું દેવિ ! અનેકધા.

૧૨

પૃથ્વી વિશે કાંઇ પુરાણકાલથી
આર્યોની કીર્તિ પ્રસરી, કુલશ્રી શી :
જગત્યશસ્વી, સખિ ! આર્યલક્ષ્મી તું,
પ્રાચીન આર્યત્વની કીર્તિમૂર્તિ તું.



# પ્રસ્તાવના

કોઇ વિચારક-કોઈ ઉપહાસક ફરી પાછાં પ્રશ્ન પૂછશે કે વળી :વળીને આ પ્રેમઘેલાંઓની જ કથાની કથની? કવિઓને કાંઈ ધંધો છે બીજો? કાંઇક ગામ્ભીર્ય, કાંઇક સંસારના મહાપ્રશ્ન, કાંઇક ઊંડી પર્યેષણા: એ કાંઇ નહી, ને એની એ પ્રેમની ઘેલછા? ઉપહાસકને તો ઉત્તર જ ન હોય-શિવાય કે પ્રત્યુપહાસનો. અને શાણા વિચારકને તો એટલું જ સૂચન પૂરતું છે કે પ્રેમજલથી સભર ભર્યા આ વિશ્વમાં પરમ ગમ્ભીર વિષય, સંસારનો તો શું, પણ સમસ્ત સૃજનનો મહાપ્રશ્ન, ઊંડી પર્યેષણાનું મહાતત્વ, શું પ્રેમ નથી? સાક્ષર કે નિરક્ષર, જ્ઞાની કે અજ્ઞાની, વિચારક કે ઉપહાસક, પ્રત્યેક મનુષ્યના આત્માને ને જીવનને હલમલાવી નાંખતો માનવજાતિનો અન્ય કો એથી મહાપ્રશ્ન છે? ગૃહસ્થાશ્રમ વિના ઘર નગર રાજ્ય કે સંસાર ન હોય: ગાર્હસ્થ્ય અગ્નિની સંસ્થાપના વિના ગૃહસ્થ કે ગૃહસ્થાશ્રમ ન હોય. ગૃહસ્થની ને ગૃહસ્થાશ્રમની પુણ્યભાવનાઓ આપણા સંસારમાં યે કેટલી ભાંગી ગઇ છે? એ ગાર્હસ્થ્ય અગ્નિ તે કીયો? પ્રેમજ્યોતિથી એ કો અન્યથા છે? અગ્નિહોત્રનો એ અગ્નિ તો અન્તરના યજ્ઞકુંડમાંની અખંડજ્યોતની.મૂર્તિ-માત્ર સ્થૂલ

ને સૂચક ચિહ્ન જ નથી ? પ્રેમપૂજા મનુષ્યજાત જેટલી જૂની ને મનુષ્યજાત જેટલી જીવતી છે : મનુષ્યજાત જેટલી તો શું પણ બ્રહ્માંડવિસ્તાર જેટલી વિસ્તારી છે. મહાસાગરનાં ઉચાંનીચાં મોજાંઓની પેઠે સંસાર-સાગરમાં યે તે ભૂલાય છે ને સ્મરાય છે, ઓસરે છે ને પુનઃ સ્થપાય છે : પણ પ્રેમોર્મિ સદાની સજીવન છે. હોલવાયેલી પ્રેમજ્યોત પાછી પ્રગટી, ખોવાયેલી પ્રેમમન્દિરની આરતી પાછી લાધી, એની આ કથા છે. પ્રેમોત્સવની એ પરમ રસકથાના ગ્રન્થ, ગૃહસ્થાશ્રમના સંસ્થાપનના ઉદ્બોધ, વધે તો તેથી માનવીને હાની છે ? પ્રેમપૂજાની પુનઃસ્થાપનાની કવિતા જગત્ આજ માગે છે. અપ્રેમને પ્રેમ માની-પ્રેમને નામે ઘણી ભૂલો ને ઘણાં પાપ થયાં છે, ને થાય છે. પ્રેમવસ્તુને બદલે પ્રેમપડછાયાની પૂજા આ યુગમાં પ્રસરી છે. ભૂલેલાંને માર્ગદર્શન કાજે યે સંસારસમ્રાટ્ પ્રેમદેવની સાચ્ચી રસકથા અત્યહારે જરૂરની છે. એ પ્રેમરાજવીની આ પુણ્યકથા છે—સહુ કાલનાં ને સહુ દેશનાં પ્રેમનાં પરમ સન્તાનોને કાજ. એના પરિમલ સાચ્ચા હશે તો સંસારમાં સત્કારાશે.

ન્હાનાલાલ દલપતરામ કવિ

સ્થલ : પ્રેમકુંજનાં ને ફરતાં વનઉપવનો

કાલ : યજ્ઞની પૂર્ણાહુતિની ને પૂર્ણાહુતિના વળતા ઉદયની તિથિઓ.

| પુરુષપાત્રો : | સ્ત્રીપાત્રો : |
|---|---|
| રસેશ | દેવબા |
| વીરેન્દ્ર | રતન |
| રાજકુમાર | સોહાગ |
| બાલક | રાજકુમારી |
| | બાળકી |

બ્રાહ્મણો, બાલકો, ભજનમંડળી, લોકસંઘ, અનુચરો, સારસડાં વિ.

# પૂર્વકથા



લીલી કુંજોમાં એક ગોમતી છે, ને ગોમતીને તીરે ગામડું છે. એ ગોમતીને લોક પ્રેમોરિયું (પ્રેમોર્મિ) કહે છે, ને ગામડાને પ્રેમકજ (પ્રેમકુંજ) કહે છે. પ્રેમવની નદીનાં નીર એ ગોમતી સોંસરાં વહે છે. પ્રેમોરિયાના પાતાળપાણીનો ઘરો સદાનો સજીવન છે, દુષ્કાળની ગ્રીષ્મમાં યે સૂકાતો નથી. ગોમતી ફરતી પુરાણા વટજૂથની ઘટા છે, વચ્ચે વૃક્ષવીંટી ન્હાની ટેકરી ઉપર વિશાળ અશ્વત્થ છે, ને એક તીરે આંબાવાડિયામાં આશાપુરીના ગોખની પડોશમાં જ પ્રેમમન્દિર છે. ફરતો કેટલાક ગાઉ સુધી ઝાડીની ઘટાઓ ને કુંજોનો ઘેરાવ છે. કેટલાં યે વર્ષોથી પ્રેમમન્દિરનાં દ્વાર બન્ધ છે, ને પ્રેમકુંજમાં પ્રેમપૂજા હમણાં નથી થતી. કેટલાંક વર્ષો ઉપર એ પ્રેમમન્દિરમાં પ્રેમપૂજા થતી ને આરતી ઉતારાતી. પ્રેમકુંજના મુખીના કુટુંબનો તે આરતી સાચવવાનો વારસો હતો, ને કો સૌન્દર્યતિલક સ્ત્રી કે પુરુષ વારાફરતી મન્દિરમાં આરતી ઉતારતાં. કેટલાંક વર્ષો ઉપર પ્રેમમન્દિરમાંથી મન્દિરની આરતી અલોપ થઈ, ને તે જ દિવસે પ્રેમકુંજની મુખિયાણી રસિકા પાંચેક વર્ષનો એક બાળક મૂકીને ગૂજરી ગઇ. રસિકા ગૂજરી તે જ દિવસથી રસિકાની ગોઠણ હેવબા

મૂંગી થઇ ગઇ હતી, ને પ્રેમમન્દિરનાં સારસજોડાં ઉડી ગયાં હતાં. પ્રેમોરિયાની પાળે પર્ણકુટિના એક ભોંયરામાં દેવબા રહેતી. બાળકનું નામ મુખીએ વીરેન્દ્ર પાડયું હતું. સારંગીમાં ફૂટ પડે ત્હેવી મુખીના દિલમાં ચીર પડી, તે ફરી સંધાઇ નહીં, ને થોડાક માસમાં એક પૂર્ણિમાની રાત્રીએ મુખી પણ પ્રેમોરિયામાં, અશ્વત્થના થડ પાસેના પાતાળઘરામાં, ડૂબી દેવલોક પામ્યા. વીરેન્દ્ર મ્હોટો થતો ગયો, પણ ઝાંખો પડતો ગયો. કિશોરાવસ્થામાં આવ્યો ત્ય્હારે પ્રેમમન્દિરનાં કંકોળેલાં દ્વાર નિરન્તર તે બન્ધ નિહાળતો, ને નિરન્તર પોતાના કુલકલંકનું ત્હેને સ્મરણ થયાં કરતું. છેવટે વીરેન્દ્ર હૈયાસૂનો થઇ ગયો. ત્રણ દિવસ અપવાસ કરી, ત્રિરાત્રી આશાપૂરીના મન્દિરમાં ગાળી, પ્રેમકુંજવાસીઓની આજ્ઞા લઇ, એક પ્રભાતે તેર વર્ષનો એ તરુણ કુંજ છોડી દેશાવરમાં પ્રેમમન્દિરની આરતી શોધવા નીકળી પડયો. એને આજ બાર વર્ષો વીતવા આવ્યાં છે.

વીરેન્દ્ર ગયા પછી ગામપંચે પ્રેમમન્દિરની રખવાળી વીરેન્દ્રના આવતાં સૂધી ગામના બીજા કુટુંબને-રતનના કુટુંબને સોંપી. પૂજા તો બન્ધ રહે નહીં, એટલે ગામલોકની પેઠે એ બાલિકાના કુટુંબીઓ યે પ્રેમપૂજાને બદલે છાયા-પૂજાગાં પડ્યાં હતાં, ને નિજ કુટુંબનો કીર્તિપરિમલ વધવા કાજે મન્દિરદ્વારનાં બારસાખ સોનેરૂપે મઢાવ્યાં હતાં. રતન પોતે સ્હમજણી થતી ગઇ તેમતેમ પ્રેમમન્દિરની રખવાળી ને સંભાળ પોતાને માથે લેતી ગઈ. રતનની યે પહેલી વીશી

પૂરી થતી હતી. ગામલોક ત્હેને ગામનું રતન કહેતા. પ્રેમમન્દિરનો અલોપ થયેલી આરતીની અને વીરેન્દ્રની રોજ તે વાતો કરતી ને સાંભળતી. અને આશાપૂરીની સન્મુખ પ્રેમમન્દિરનાં આરસપગથિયાં તે ધોવા જતી ત્ય્હારે ધોઇને ત્હેમના પગથારે બેસી વીરેન્દ્રની તે વ.ટ જોતી. એ નિત્યસમાધિથી અન્તર્જ્યોતિ ત્હેને વદનમંડલે વિરાજતો થયો હતો. નિત્યની પ્રથા પ્રમાણે પ્રેમપૂજાને કાજે કુંજોમાંથી નવપલ્લવ તે વીણી લાવતી, ને પ્રેમપૂજા તો બન્ધ હોવાને કારણે પ્રેમમન્દિરને નવપલ્લવનાં તોરણ બાંધતી, ને વધે ત્હેનાથી રતન પોતાને જ સૂની શણગારતી.

કેટલાંક વર્ષો ઉપર વેરાગીઓની એક જમાત યાત્રાએ જતાં ગોમતીને તીરે ઉતરી હતી. રાત્રીએ ત્હેમાંનો એક નવલકિશોર ખાખી જાગરણ કરતો હતો. બધા ઉંઘતા ત્ય્હારે ત્હેને જાગવાની ટેવ હતી. રાત્રીએ તારાઓ ને દિવસે ગોમતીનાં લહેરિયાં તે ગણતો. તાપણીની જ્વાલાઓમાંથી સ્ફુલિંગો ઉડતા હતા, ને પ્રેમોરિયાનાં જલમાં ત્હેમનાં પ્રતિબિમ્બ તરતાં, ચમકતાં ને તરવરતાં, તે નિહાળી ત્હેના મુખમાંથી કવિતાનાં બે ચરણ સ્હેજે નિર્ઝરી પડ્યાં. એથી એક વેરાગી જાગી ઉઠયો, ત્હેણે બીજાઓને જગાડયા, ને તેઓ નવલકિશોરને ચીપિયા લઈને ફરી વળ્યા. 'દુનિયામાં કવિતાની કમીના છે ? સબકી મુવાફિક ભાંગ તો પીતા હે નહીં. તુલસીદાસજીથી યે બઢે એસી મહન્તજી કવિતા કરે છે ત્હેમના આ નવલકિશોર ચાળા પાડે છે. વાંસળી વગાડવા દીધી, તો હવે કવિતાનો ઢોંગ કરે છે. કવિતા તો અબ હો

રહી :' એમ કહી ચીપિયાથી નવલકિશોરને ઝપાટી ન્હેને અધમૂવેલો જ માની ગોમતીને તટે પડતો મૂકી એ વેરાગીઓની જમાત ચાલી ગઇ. એ નવલકિશોર ખાખી પ્રેમોરિયાનું જલ પી અને કમળની ડાંખળીઓ આરોગીને સાજો થયો, ને મ્હોટો થયો. ગોમતીને કાંઠે વૃક્ષોમાં રહેતો, અને કમળકાકડી ને શીંગોડાં જેવાં જલનાં ફલનો બહુધા આહાર કરતો. કોઇ દિવસ ત્રિકાળસન્ધ્યા સમી—કોઇ દિવસ પાંચ નિમાઝ સરિખડી—કુંજોમાં વાંસળી વગાડતો, ને રસેશ-રસેશ્વર—રસેશ્વર કહેવાનો. પ્રેમમન્દિરની આરતી અલોપ થયાની ત્હેને ખબર પડયા પછી ઘણે ય વખતે—વિચારણવિમાસણ કરીને—પ્રેમમન્દિરના પુનરુદ્ધાર કાજે આશાપુરીમાં ત્હેણે યજ્ઞ આરંભ્યો, અને આજે તે યજ્ઞસમારંભની પુર્ણાહુતિનો દિવસ છે. પાટનગરમાંથી રાજકુમાર તથા રાજકુમારી પણ એ સમારંભઉત્સવમાં ઉત્સવિયાં થઇ આવેલ છે. પ્રેમકુંજમાં આજે વર્ષોનું પર્વ છે, કે જેવું પર્વ પ્રેમમન્દિરમાંની પ્રેમપૂજા બન્ધ થયા પછી કોઇ પ્રસંગે ઉજવાયું નથી. આજે વીરેન્દ્રને ગયે બાર વર્ષ પૂરાં થાય છે.



## પ્રવેશ ૧ લો :

### આશાપૂરીનો યજ્ઞ;

### મ્હ્રતું સ્હવાર

( ઊંડા આમ્રકુંજોની ઘેરીલીલી ગુફામાં આશાપૂરીના મન્દિરના શિખર ઉપર સ્હવારનો દેવકેસરિયો સૂર્યપ્રકાશ ઉઘડતો હોય છે. ફરતી પલ્લવ-ઘટામાંના એ સૂર્યકેસરરંગી શિખર ઉપર વિરાજી રસેશ પ્રાતઃબંસી વગાડતો દેખાય છે. એ બંસીનાદે જગત નિદ્રામાંથી પુનશ્ચેતના પામતું જણાય છે. રસેશના આદેશથી બ્રાહ્મણો યજ્ઞક્રિયામાં પખવાડિયાથી ગૂંથાયેલા છે. લોકસંઘ સ્હવારથી આજે દર્શને આવવા માંડયો છે. આશાપૂરીના ગોખમાંથી આવી એક ઓટલે ઉભીને પૂજારણ સોહાગ સહુને માજીનાં દર્શને પધારવા ન્હોતરે છે. )

**સોહાગ :** આવો–આવો !

આવો–આવો, સન્તન સહુ ! આવો–આવો !
ગાવો–ગાવો, આશાગીત ગાવો—ગાવો !
આશભર્યાં, યૌવનભર્યાં, જીવનભર્યાં
આવો–આવો ! ધ્રુવ

યજ્ઞ કેરાં ઓજસ્ ઓપે, દર્શન દ્યો, તમસ્ લોપે;
ઉર–ઉર જ્યોતિ રોપે : આવો—આવો !
આશભર્યાં, યૌવનભર્યાં વિ.

ઉર્મિ સમો ધ્વજ ઉડે, નિરાશા નિઃશ્રદ્ધા બૂડે;
આશાને મન્દિરે રૂડે આવો – આવો !
આશભર્યાં, યૌવનભર્યાં વિ.

આતમ શું વિશાલ વ્યોમ, પ્રેમભક્તિની આ ભોમ;
બ્રહ્મ વહે રોમરોમ : આવો – આવો !
આશભર્યાં, યૌવનભર્યાં વિ.

પધારો, આશાપૂરીનાં સન્તાનો !
પધારો માજીનાં દર્શને :
આશાપુરી આશાઓ પૂરે છે સર્વેની.

**એક બ્રાહ્મણ :** આજે તો જાણે નવો યુગ ઉગ્યો !
સ્મરણોને સાંભરે છે ત્ય્હાં સુધી તો
આવો ઉત્સવ ઉજવાયો નથી અંહી.

**બીજો બ્રાહ્મણ :** રસેશ તો જાણે દેવ ઉતર્યા
પ્રેમપૂજાના પુનરુદ્ધારને કાજ.
જૂઓને માજીને મન્દિરશિખરે,
એમને તો સૂર્યનારાયણે અભિષેકે છે.

**એક બ્રાહ્મણ-**
**કન્યા :** એ વિરાજે, ઉંચ્ચે કુંજને પાટલે,
જાણે આશાપુરીનો દેવકળશ.

**સોહાગ :** કુંજોનો કીધો છે દેવગાલીચો,
ને માંડયું છે ઉપર શિખરનું સિંહાસન.

**પહેલો બ્રાહ્મણ :** મન્દિરધ્વજે એમને તો છાયા ધરે છે.

( નવપલ્લવથી શણગારાયેલા સહિયરોના પરિવાર સાથે રાસ લેતી, પ્રફુલ્લ વેલડી સરિખડી, રતન કુંજોમાંથી આશાપૂરીને મન્દિરે પધારે છે. )

**રતન ને**
**સહિયરો :** આછી–આછી વેલના માંડવા,
ઘેરી–ઘેરી ઝાડીઓ, સાહેલડી !
કુંજ ભરી બોલે મોરલો,
ડાળીએ બોલે કોયેલડી.

પિયુજીએ પ્રેમના મન્ત્રની
　　ઝીણી-ઝીણી મોરલી વગાડી :
ઉરને ઊંડે આંબાવાડિયે
　　ઉત્રતી તે કોયલો જગાડી :
સખિ ! વિરહીનાં ચેન,
જાણે પિયુઘેલાં નેન :
　　આછી-આછી વેલના માંડવા વિ.

( વદનમંડલે ઝીણી સ્મિતરેખા ફરકતી દેવબા આત્રે છે. )

**લોકસંઘ** : મુંગી, પ્રેમકુંજની મુંગી:
　　પ્રેમોરિયાની પાળની મુંગી.

( આનન્દને ઉમરે દેવબા ખડખડાટ હસી પડે છે. ચોગમ નિહાળી મન્દિરશિખરે રસેશને નિશાની કીધે રસેશ શિખરેથી ઉતરી આશાપૂરીને બીજે ઓટલે ઢળી રાસમાં બંસીસૂર પૂરે છે. હરિયાળી કુંજકમાનમાં થઇને આઘેથી રાજકુમાર ને રાજકુમારી આવતાં દેખાય છે. )

**રતન ને**
**સહિયરો** : વ્હાલાના વાસ ઉરબાગે વસન્તમાં :
પમરે દિલ પિયુના પરાગે વસન્તમાં;
મીઠા મીઠા કોડ જાગે વસન્તમાં :

સખિ ! વિરહીની વાત,
જાણે પિયુસુની રાત :
　　આછી-આછી વેલના માંડવા વિ.

( રાસ પૂરો થયે સહુ સહિયરો ઓટલે ઉભેલા રસેશને ને સોહાગને વન્દન વન્દતી માતાનાં દર્શન કરી આવે છે. રતન જઇને સોહાગને સ્કન્ધે હાથ ટેકવી થાકયા જેવી અંગ ઢાળે છે.)

**સોહાગ** : આજે નવયુગનો ઉત્સવ છે.
કંઇ વર્ષોથી શોક પાળતી પ્રેમકુંજને
ઉત્સવના વાધા સજાવ્યા આજ રસેશે.
પ્રેમોરિયાનો તીર આજ ઉભરાયો, રતન !
મનુષ્યનાં પ્રફુલ્લતાં ફૂલડાંઓથી.

**રતન** : (ઊંડો નિઃશ્વાસ મૂકતી)
આજે વીરેન્દ્ર હોત તો ?

(કુમાર ને કુમારી આશાપુરીને પગથિયે મ્હેંચે છે. બે થાળ લઈ બે પરિચારકો પાછળ સંચરતા હોય છે.)

**કુમારી** : સાંભળીને એ બંસરી ?
જગતને જગાડતી, બ્રહ્માંડને ડોલાવતી ?
ગામડાંનો તો મોહ લાગે છે મ્હને.
ગામડાં આવા, એ તો આજે જાણ્યું.

**કુમાર** : (હસતા હસતા)
એમાં તો આપણું અજ્ઞાન હતું.
દેશની દોલત ગામડાંમાં સરજાય છે,
ને ગામડિયાંનાં સ્વેદબિન્દુથી
સીંચાય છે એ સૃજન.

**સોહાગ** : ને નાગરિકોના બુદ્ધિના બગીચાઓમાં યે
નીપજે છે દેશની દોલત.
નગર એટલે સંસ્કૃતિના મહેલ,
ગામડાં એટલે પ્રકૃતિના બગીચા.
એ બંસીબોલ તો રસેશના હતા.
રસેશ તો છે પ્રેમકુંજનો રસર્ષિ.

**રતન :** પધારો, રાજવત્સો ! કૃપા કીધી.
મહાશય મહારાજ ને મહારાણીજી તો
પ્રસન્નચિત્ત છે ને ?

(કુમારી રતન પાસે જાય છે, કુમાર સોહાગ કને જાય છે.)

**કુમાર :** કૃપા તો, દેવસેવિકે !
ઉત્સવનાં આમન્ત્રણ દેનારની :
આવનાર તો સ્વારથિયાં છે.

**સોહાગ :** પ્રેમનાં સ્વારથિયાં સહુ હજો !

**કુમારી :** (ન સાંભળતી, જાણે નિજને જ સમ્બોધતી)
મોહવેણુ શી બોલતી હતી
એ મનમોહન મોરલી.

**કુમાર :** મહારાજે મહામાયાને માટે
ને મહારાણીજીએ દેવસેવિકાને કાજ
શણગાર પાઠવ્યા છે,
સંઘનું કુશળ પૂછાવ્યું છે.

**સોહાગ :** (મન્દિરનો ખુલ્લો પગથાર ઓળગતા ઓળંગતાં)
શુભમાં સ્વાર્થ સ્હમજનારાં યે
કેટલાં થોડાં–થોડાં છે ?

(કુમારકુમારીને સોહાગ મન્દિરમાં દર્શને તેડી જાય છે, ને પુષ્પપાંખડીએ માજીનું નમણ આપે છે. અનુચરો માજીને ચરણે સોનૈયા ધરે છે, રતન હ હં કરતી મન્દિરમાં દોડતી જાય છે.)

**રતન :** હં હં : કુમારી ! ક્ષમા કરો.

(કુમારીનો કર સાહી બહાર લઈ આવે છે.)

ક્ષમા કરો, રાજકુમારી !
પ્રકૃતિનાં ફળફૂલ જ [ચ]ઢાવાય છે,
અંહી તો આશાપૂરીને
હૈયાના થાળ જ ધરાવાય છે.
સુવર્ણપૂજા તો છાયાપૂજા છે.
(લોકસંઘને)
પધારો, પ્રકૃતિનાં બાળકો !
ને ધરાવો પ્રકૃતિનાં પુષ્પો આશાપૂરીને.

(સોહાગ કુમારને લઈ મન્દિરને પગથિયે આવે છે. રસેશની ઓળખાણ કરાવીને)

**સોહાગ** : આ અમારી પ્રેમકુંજના રસેશ્વર :
આજના યજ્ઞના અધિષ્ઠાતા.
ને રસેશ ! આ અમારાં
રાજકદંબનાં પ્રફુલ્લેલાં પુષ્પરત્નો.

(કુમાર કુમારી રસેશ : સહુ પરસ્પરને વન્દે છે.)

**રસેશ** : કલ્યાણ થાવ રાજમંજરીઓનું :
પ્રજાજનમાં પરિમલ વહજો !

**કુમારી** : સોહાગ શોભન્તું કહે છે કે
પ્રેમકુંજમાં આજે નવયુગનો ઉત્સવ છે.

**રસેશ** : પ્રાણને પ્રેરણા પાવી
એ આજનો તો છે યુગધર્મ;
અન્તરે ઉલ્લાસ પ્રગટાવવો

એ છે આયુષ્યનો ઉત્સવ
દેશકાલના પરીક્ષક પ્રજાવૈદ્યોનો.
પ્રેમપૂજાની પુનઃસ્થાપનાનું
આજે છે ઉગતું પ્હરોડ.

**કુમાર** : આપની બંસીમાં ચેતનની ફૂંક છે :
એમાં એ જગાવો
જે જગતને ઘુમાવે.

કોઇ નવસંપ્રદાયના સાધુ જણાવ છો.
આપનો સંપ્રદાય કીયો ?

**રસેશ** : મ્હારો સંપ્રદાય તો
જગજ્જૂનો છે–વિશ્વવિશાલ છે :
મ્હારો છે, આપનો છે, સહુનો છે.

પૃથ્વીવાસી કોનો નથી એ પૂછજો.
મ્હારો તો પ્રેમપૂજાનો સંપ્રદાય :
અમે તો પ્રેમસંપ્રદાયના ખાખી.

(પ્રેમકુંજની ભજનમંડલિ ભજન ગાતી ગાતી આવે છે.)

**ભજનમંડલિ** : પ્રેમનો પદારથ પારખો, રે પરખન્દા સન્તો !
કામનાનાં કૌવચ ઓળખો, રે પરખન્દા સન્તો !

આ શુક્ર ઉગ્યો, ને ગુરુ ઉગ્યો,
ત્હોય અજવાળાં આભ ન થાય;
પણ ચન્દ્ર ઉગ્યે સોળપાંખડી
પેલાં અન્ધારાં રાતનાં ધોવાય
રે પરખન્દા સન્તો !

કામનાનાં કાંચન આગળાં, રે પરખન્દા સન્તો !
પ્રેમનો હીરલો પારખો, રે પરખન્દા સન્તો !

(ભજન પૂરું થયે ભજનમંડલિ આશાપૂરીના ગોખે ને પ્રેમમન્દિરના મુખદ્વારને નમન કરે છે.)

**રસેશ : नाहं वसामि वैकुंठे,**

**भक्तानां हृदये च न;**

**मद्‌भक्ता यत्र गायन्ति**

**तत्र तिष्ठामि, नारद !**

પ્રભુપ્રેમનાં જ્યહાં જ્યહાં ભજન,
ત્યહાં ત્યહાં છે પ્રેમપ્રભુનાં સિંહાસન.
દેવ એટલે દુનિયાનો અખંડદીવડો.

જોઉં છું વ્હાલા ! ત્હારી વાટડી :
આજ ઘરે
જોઉં છું વ્હાલા ! ત્હારી વાટડી.

જોઉં છું વ્હાલા ! ત્હારી વાટડી :
જોઉં છું વ્હાલા ! ત્હારી વાટડી,
આજ ઉરે
જોઉં છું વ્હાલા ! ત્હારી વાટડી.

(પ્રેમાનન્દમાં આવી જાય છે, બંસી વગાડે છે, નાચે છે. રતન એ ધૂન ઝીલાવે છે, મહાજન ધૂન ઝીલી લે છે, ને પ્રેમાનન્દથી નાચે છે; એવે એક ડંકો વાગે છે.)

**આશાજો :** મુહૂર્તની ઘડી વાગે છે
માનવકુલને માટે : પધારશો ?

**રતન** : (નાચતા રસેશને)

એ ઘડી આવી છે, રસેશ !
વીરેન્દ્રને વ્હાલી હતી તે :
આયુષ્યનાં બારણાં ઉઘડવાની ઘડી.
યજ્ઞમંડપે પધારશો જી ?

**રસેશ** : વીરેન્દ્રને વ્હાલી હતી તે ?
પ્રેમપૂજાના પુનરુદ્ધારની ઘડી ?
હજી તો ઉદય ઉગે છે,
રતન ! મધ્યાહ્નને વાર છે જરા.
મધ્યાહ્ને વીરેન્દ્ર પધારશે–કાલે.

(સહુ યજ્ઞમંડપમાં જાય છે. વરુણી બ્રાહ્મણો શબ્દદય બણી યજ્ઞના છેલ્લા મન્ત્રોચ્ચારના મંડપફેડતો મહાઘોષ ગજાવે છે. પૂર્ણાહુતિનું પહેલું શ્રીફળ માજીની પૂજારણ સોહાગ હોમવાને આવે છે.)

**આચાર્ય** : ગાવ, સહુ ગાવ માજીની આરતી.
આમ, દેવસેવિકે ! આમ.

(લોકસંઘ આશાપૂરીની આરતી ગાય છે : ઝાંઝ પખવાજ નોબત ગાજી રહે છે.)

**લોકસંઘ** : જય ત્રિભુવનેશ્વરી !

જય લોકલોકની વિધાત્રિ ! જય મહેશ્વરી ! ધ્રુવ.
જય સદ્‌બુદ્ધિ ! સ્મૃતિ ! ધૃતિ ! જય પુણ્યપ્રેરણા !
જય ત્રિગુણાત્મની માયા ! જય જગઆદેશના !
જય મહાશક્તિ ! દુર્ગે ! જય વિશ્વચેતના !
જય ત્રિભુવનેશ્વરી !

**સોહાગ** ( આ એક ચરણ પૂરું થયે )

મહામાયા ! આદ્યશક્તિ ! પ્રકૃતિસ્વામિનિ !
પ્રેમકુંજે પ્રેમસૂની છે,
પ્રેમમન્દિરની આરતી શે લાધશે ?
સૃજનધાત્રિ ! ત્રિભુવનેશ્વરી !
મ્હારાં સેવાવ્રત સાચાં હોય તો
હે યોગમાયા ! ઉત્તર આપજો.

( શ્રીફળ હોમે છે. આશાપૂરીના ગોખમાંથી દેવવાણી થાય છે.)

**દેવવાણી** : પ્રેમકુંજે સૂની નથી,
શોધો છો તે સહુ જડશે.

**લોકસંઘ** : જય ! માજીનો જય !

**કુમારી** : ઉત્તર મળ્યો, પણ અધૂરો.

**કુમાર** : આરતિયાંને આશા આપી :
આશા તો અમ્મર છે ને ?

**સોહાગ** : રતન ! આવને, તું પુછ જો !
માજીને તું વ્હાલી છે.

( પૂર્ણાહુતિનું શ્રીફળ હોમવા રતન આવે છે. લોકસંઘ આરતી ગાય છે. શરણાઈઓ વાગે છે.)

**લોકસંઘ** : જય આશપૂરિ ! સહુપ્રકાશિનિ ! પૂર્ણકલા હો !
જય જીવનશ્રી ! સુન્દરતા ! સ્વર્ગસુધા હો !
જય બ્રહ્મલીલા ! બ્રહ્મછાયા ! બ્રહ્મપ્રભા હો !
જય ત્રિભુવનેશ્વરી !

**રતન** : ભવાની ! મહેશ્વરી ! જગતવિધાત્રી !
બારબાર વર્ષોનાં વ્હાણાં

વ્હાયાં, ને વીત્યાં ય તે.
પરદેશના પન્થ અનિમિષ નિહાળતાં
બારબાર વર્ષના બપ્પોર આથમ્યા.
ભાળ નથી–સંભાળ નથી
વીરપુત્ર વીરેન્દ્રની.
સૂનાં–સૂનાં છે, મહાદેવિ !
પ્રેમમન્દિર પ્રેમપૂજા વિહોણું.
મ્હારાં વ્રત સાચાં હો, ઓ આશાપૂરી !
તો આશાનો ઉચ્ચારો પૂરો બોલ.

**દેવવાણી** : રાધિકાજીની રસચુંદડી
ને કૃષ્ણચન્દ્રનો પ્રેમમુગટ લાધશે,
ત્ય્હારે પ્રેમમન્દિરે અખંડદીવડો પ્રગટશે :
ત્ય્હારે પધારશે પ્રેમમન્દિરે
ખોવાયેલી પ્રેમપૂજાની પ્રેમારતી.

**લોકસંઘ** : જય ! માજીનો જય !

(રસેશ પૂર્ણાહુતિનું શ્રીફળ હોમવા પધારે છે. લોકસંઘ આરતી ગાય છે, રસેશની બંસી માત્ર જ સુર પૂરે છે.)

**લોકસંઘ** : જય અમ્બે ! જયધ્વજધારી વિશ્વવિજયિની !
જય ધાત્રી વિભુ વિરાટની ! જય સર્વપાવની !
જય જગજ્જનની અંબે ! જય બ્રહ્મસ્વામિની !
જય ત્રિભુવનેશ્વરી !

**રસેશ** : જગજ્જનની ! જગદંબા !
ઉરઉર્મિઓ ઉછાળી પ્રેમોરિયું વધાવે છે.
ચરણ ધોઇ પ્રેમવતી ચરણામૃત લે છે,

વાયુધૂણતું આંબાવાડિયું ચમ્મર ઢોળે છે.
પ્રેમકુંજ વન્દે છે, યાચે છે, ઉત્તર દ્યો :
ઓ ત્રિલોકની મહામૈયા !
રસેશનાં રસસંન્યાસ સાચ્ચાં હોય
તો દાખો, પરમવત્સલે !
પ્રેમમન્દિરની પ્રેમારતી ક્યહાં છે ?

**દેવવાણી** : આત્મા દેહમાં વિરાજે છે.
પરમાત્મા આત્મામાં વિરાજે છે:
પ્રેમારતી યે પ્રેમકુંજમાં જ છે.

**લોકસંઘ** : જય ! માજીનો જય !
જગજ્જનનીનો ત્રિકાલમાં જય !

(આશાપુરીના વજ્રશિખરેથી વીજળીના એક ઝબકારો મનટી પ્રેમકુંજમાં પ્રસરી રહે છે, ઘટાઓમાં અલોપ થઇ જાય છે.

મુંગી દેવબા દેવમૂર્તિ સમી ગંભીર મુદ્રાએ યજ્ઞમંડપ પાછળથી આવી, દિલગિરિની ચાલતી દીવી જેવી, મનુષ્યસંઘનાં વિચરતા ભૂત સરિખડી, પ્રેમોરિયાની ઘટાકુંજો ભણી જાય છે.)

**લોકસંઘ** : મુંગી, પ્રેમકુંજની મુંગી.

(દેવબા હસી પડે છે. બધાં 'મુંગી' 'મુંગી' કહીને ચ્હીડવે છે, તેમ તેમ દેવબા વધુ ને વધુ મલકાતી, અસાધારણ મલકાતી લોકમેદનીમાં થઇને જાય છે.)

**રસેશ** : આશાપુરીનો આત્મા કુંજોમાં પ્રસર્યો,
યજ્ઞમાંથી આશાની જ્યોત પ્રગટી,
ને જાગી પ્રેમકુંજમાં પ્રેમજ્વાલા.

(અદ્‌ભુત આશ્ચર્યચકિત નયને નિરખન્તો કુતૂહલમુગ્ધ લોકસમાજ વિવિધ દિશાઓમાં નિહાળી રહે છે.)

❦

**પ્રવેશ ૨ જો :**

**ગોમતીનો ઘાટ;**

**મધ્યાન્હની ઘટાઓ**

(ગિમોરિયાને તીર પુરાણા વડલાઓની સઘન કુંજઘટાના વન-એકાન્તમાં પોતાના તંબુઓની પડોશમાં વડડાળે બાંધેલ બે ઝાળીઝૂલે કુમાર ને કુમારી ઝૂલતાં હોય છે. કુમાર રઘુવંશ વાચતા હોય છે, કુમારી દિલરૂબા મેળવતાં હોય છે)

**કુમાર :** ગામડામાં આવ્યો છું,

પણ ગામડિયો તો થયો નથી,
કે નથી કીધું ગામડાનું શહેર.
દિલીપ રાજા ધેનુને ચારતા,
એમ ચરાવવી જોઇએ લીલોતરીમાં
રાજગોપાલોએ પ્રજાધેનુને.
નગરો ગામડાંને ઢાંકે છે,
તો ગામડાં નગરોને જમાડે છે.

**કુમારી :** આશાપૂરીના શિખરેથી વહતો,
કુંજો ને અન્તરિક્ષ ભરતો,
આભ વીંધી પાર સંચરતો,
રસેશની બંસરીનો અમૃતબોલ સાંભળ્યો
ત્ય્હારથી ઓટની પેઠે ઓસરી ગયા
મ્હારા યે દિલરૂબાના મોહ.

કુમાર: હુન્નરકલાના ફૂલફૂલથી નગરો
માનવજીવનને શણગારે છે:
ગોરસનાં અમૃતત્વથી ગામડાં
માનવજીવનને જીવાડે છે.
ગોપકુંજો બંસી જેવું બોલે છે;
શતરેખ માર્ગતન્તુઓની
ફૂલગૂંથણીવન્તાં નગરો
દિલરૂબા જેવું બોલે છે:
સ્વરમન્જુને ઉભયના આનન્દશબ્દ છે.
નગરની હવેલીઓની રસકલા
ને ગામડાંની કુંજોમાંની કુદરત:
ઉભય છે સૌન્દર્યનાં સરોવરો.
ત્હારી કેસરચંપાભરી વદનવાડી
તો છે જાણે સોનાનો ઉગતો સૂરજ:
પણ અજબસલૂણી સોહાગનો
કુંકુમછાંટયો ચન્દનીભર્યો મુખચન્દ્ર
તો જાણે અમીનિર્ઝરતો દેવકળશ:
દૂધની વરસતી જાણે વાદળી:
પ્રેમકુંજની જાણે કામધેનુ!
કુમારી! તું છે ચંપકવર્ણી,
રતન ને સોહાગ છે અમૃતવર્ણાં.

કુમારી: જોયું હવે રતનનું વદન સ્તો!
કુંજોનો શિખરકળશ તો જાણે રસેશ,

ને પ્રેમકુંજની પરમ કોકીલા
તો જાણે રસેશની બંસી.
કહું ? સાચ્ચું કહું ? કુમાર !
હું તો ઢુંઢું છું ત્ય્હારની
પ્રેમકુંજનો એ મધુરો મારગ. સાંભળ.
રસેશ તો છે સહુનો મનોહર,
ને પ્રેમકુંજ છે સહુની કામણગારી.

( દિલરૂબા વગાડે છે, ને ગીત ગાય છે. )

બતાવો કોઇ પ્રેમની એ કુંજ કેરી કેડી:
દૈયાવેધણ મોરલી મનમોહને ત્ય્હાં છેડી:
બતાવો કોઇ પ્રેમની એ કુંજ કેરી કેડી.
કવિતાના કોડ ભરી, પ્રેમનાં પીયૂષ ભરી
વાડીઓ ન લેશો કોઇ વેડી:
કારમા કામણના–રૂપના લાવણ્યના એ
મોહિનીના મંડપે મ્હને તેડી:
બતાવો કોઇ પ્રેમની એ કુંજ કેરી કેડી.

**કુમાર :** ત્હારા ઉરમાં બંસી બોલી ગઇ:
કુમારી ! ત્હારે પરણવું જોઈએ હવે.

**કુમારી :** રસેશ પરણે તો આજ પરણું–
અબઘડી, મ્હારા ચતુરસુજાણ !
રસેશનો મોહ લાગ્યો છે મ્હને.
ને–ત્હમારી બંસરી યે, કુમાર !
કોઈક રસિકડીને અધરે ધરો

કે મંહી ફૂંક મારે ને ગળાવે.
ત્હમે પરણો, મ્હારા શાણા વીર !
ઓપો છો તે પાળો તો ખરા.
ઉતારો તમારો નિરાશાવાદ,
વેશધારી યોગીના અંચળા શો:
ઉપટી નથી ગઈ હજી તો
જગતઉદ્યાનોમાંથી સુન્દરીની સુન્દરતા.
આના સંસારમાં કોઈ યે નથી સુન્દર ?
--તમ સરિખડું ? વીર !
આંખડલીમાં પ્રેમમન્દિરની આરતી
ઉગી છે ત્હમારે ય તે.

**કુમાર:** આ જરીપુરાણું છે જગત,
ને માહીંનાં જરીપુરાણાં છે નરનાર.
સૌન્દર્યના સૂરજચન્દ્ર તો કોઈક જ.

(અદ્ધર ઘટામાંના ઝળીઝલે ઝલન્તાં બન્ધુભગિનીને ન નિહાળતી, સૂના તંબુઓમાં પોતે એકલી જ છે એમ ધારી ગાતી, નાચતી, કૂદતી ફરતી, દિલના ઘોડાની લગામો છોડી દીધેલી, સોહાગ વટકુંજમાંથી આવે છે, ને એક જ ધૂન બોલે છે.)

**સોહાગ:** મધુવનમાં મોરલી વાજે છે.
એનો નાદ ગગનમાં ગાજે છે:
મધુવનમાં મોરલી વાજે છે. (લોકગીત)
એનો નાદ હૃદયમાં ગાજે છે.
મધુવનમાં મોરલી વાજે છે,

(થોડીક વારે ધૂનની ખુમારી ઉતરે છે.)

આજે વીરેન્દ્ર હોત તો ?
આશાપુરીએ આશા ભાખી ખરી.
જગર્જ્જનનીએ ઉચ્ચાર્યું કે
પ્રેમમન્દિરની આરતી પ્રેમકુંજમાં જ છે.
રાધિકાજીની જગતસોહાંમણી રસચુંદડી
ને શ્રી કૃષ્ણચન્દ્રનો પ્રેમમુગટ લાધ્યે
સ્વયં લાધશે તે,
ને પ્રગટશે પ્રેમમન્દિરનો અખંડદીવડો.
વીરેન્દ્ર ! વીરેન્દ્ર ! વીરેન્દ્ર !
સારી પ્રેમકુંજ પોકારે છે 'વીરેન્દ્ર !'

**કુમારી:** ને વીરેન્દ્ર કોણ ? દેવસેવિકે !

(સૂના તંબુઓની એકાન્તમાં યે માનવીનો અવાજ સાંભળી સોહાગ ચમકે છે: કુમારકુમારીને પલ્લવકુંજની ઘટાઓમાં નિહાળીને ખડખડાટ હસે છે. કુમારકુમારી જાળીઝૂખેથી ઉતરે છે.)

**સોહાગ:** સૂનાં છે તંબુનાં આંગણાં
તે માન્યું વનરમણે ગયાં હશો.
પ્રેમમન્દિરનો અખંડદીવડો વીરેન્દ્ર !
પ્રેમકુંજનો સૂરજ વીરેન્દ્ર !
કુંજો યે સહુ અન્ધારી છે
વીરેન્દ્ર વિનાની તો.
બાર–બાર વર્ષના બપ્પોર તપ્યા,
પણ વીરેન્દ્રના પ્હરોડના યે યે
નથી પાડયો પુણ્યપ્રકાશ.

**કુમારી:** વીરેન્દ્ર ક્ય્હાં વિરાજે છે ?

**સોહાગ** : ક્ય્હાંક આભના ઓવારામાં,
ક્ય્હાંક સૂર્યચન્દ્રનાં અજવાળામાં;
પૃથ્વીની કોઈક પુણ્યગલીઓમાં:
પ્રેમમન્દિરની આરતીની શોધમાં.
પ્રેમકુંજનો પ્રકાશ વીરેન્દ્ર
વતનમાંથી આજે વિદેશી છે.

**કુમારી** : ત્ય્હારે-પ્રેમમન્દિરની આરતી
શી રીતે અલોપ થઈ ?

**સોહાગ** : મનુઆંખડીમાંનાં ઈર્ષ્યા અને ઝેરથી.
સાંભળ્યું છે—સાંભળ્યું છે, કુમારી !
પ્રેમારતીની શીખા પ્રગટાવતી કો સુન્દરી,
તો ત્હેનાં નયનોમાં પ્રેમજ્યોત પ્રગટતી.
પછી વધી સુન્દરીઓની સૌન્દર્યસ્પર્ધા
એ રસશિખાઓ પ્રગટાવવાની.
પછી સહિયરો મટી સ્પર્ધિણી થઈ,
ને તોડવા માંડી પ્રેમારતીની શિખાઓ.
રસિકા માનું હૃદય ભાગી પડ્યું,
મુખીબાપુની ઉરસારંગી ફૂટી ગઈ,
દેવબાની મુખકોકિલા મૂંગી થઈ,
પ્રેમમન્દિરનાં સારસદંપતી યે ઉડ્યાં
આભની આઘેરી ઘટાકુંજોમાં.
એમ આરતી અલોપ થઈ.
ચન્દ્રમુખીઓનાં ચન્દ્ર સરિખડાં વદન

તારલિયા શાં ઝંખવાયાં,
ને પ્રેમપૂજાનાં નવપલ્લવો
પ્રેમકુંજમાં જ કરમાવા લાગ્યાં.
બન્ધ પડયો પ્રેમારિયામાં પ્રેમોત્સવ,
ને દેવાયાં પ્રેમમન્દિરનાં યે પ્રેમદ્વાર.

પછી નહીં તેજ—નહીં અન્ધકાર
એવી તેજઅન્ધાર ઉભયની
માયાછાયા શી સન્ધિકા
પ્રેમકુંજની ઘટાઓમાં ઉતરી.

વીરેન્દ્ર આવશે ક્‌ય્હારેક,
ઉઘાડશે પ્રેમમન્દિરનાં બારણાં,

ને પ્રગટાવશે એ ઉજાસ,
કે જે નિરન્તર પ્રકાશે છે
પ્રેમયોગીઓનાં ઉરમન્દિરોમાં.

**કુમારી :** પ્રેમારતી કેવીક હતી ?

**સોહાગ :** દીઠી નથી પ્રેમારતી
ત્હેને એ કઇ વિધે દાખવું ?
ને મ્હેં યે દીઠી'તી

સ્મરણો યે નથી સાંભળતાં ત્ય્હારે,
છોકરવાદીની છેક અણુસ્હમજણમાં,
દીઠા—ન દીઠા સરિખડી;
પછી તો વાતો સુણી છે સહિયરોની.

રાત્રીએ ગગનમાં ઝુમ્મરો લટકે છે,

રસિકોનાં નયનોમાં ઝુમ્મરો પ્રગટે છે,
એવું હતું એ પણ અણમોલું
પ્રેમમન્દિરનું ઝીણું ઝુમ્મર.
નવવધૂને વદનપુષ્પે કિરણમંડલ સ્ફુરે,
પ્રેમીઓને ભાગ્યદેશે દેવકલગી ચ્હડે.
પૂર્ણિમાને પ્રોજ્જવળ પ્રભાપાલવડે
સોળ પાંખડિયાળો શશિયર સોહાય.
એવી હતી એ પ્રેમારતી.
પ્રેમમન્દિરનું સોળપાંખડી તેજકમળ:
જાણે જ્યોતિઓની મંજરીનો ગુચ્છ.
સૂર્ય દીઠો જ નથી,
ત્હેને શી વિધે દાખવશો સૂર્યજ્યોતિ ?
રસેશે કુંજો શોધાવી છે,–
અશ્વત્થ પાસે, પગલાં પડયાં હતાં ત્ય્હાં,–
પ્રેમોરિયામાં ડૂબકી યે મારી છે.
રોતી વાંસળી યે વગાડી છે;
પણ વૃથા, સહુ વૃથા. સાંભળો:
રસેશે ગીતે ગાયું છે પ્રેમજ્યોતિનું.
પ્રેમમન્દિરની પ્રેમજ્યોતનુ ગીત ગાય છે. )
અહો પ્રેમજ્યોતિ ! પરમ પ્રેમજ્યોતિ !
મહાવિશ્વ તુજ આરતી વધાવે :
ચારૂ રવિચન્દ્રની કાન્તિને ઝંખવં
તુજ શિખા એવી જગ આવે. ધ્રુવ.
આત્મનાં કિરણ જગદાત્મનાં કિરણ શું
આયુભરની ગૂંથે ગ્રન્થી,

જ્યોત શું જ્યોત ભળી હોય ઉદ્યોત,
તે ઓળખે પ્રેમનાં પન્થી :
અહો પ્રેમજ્યોતિ ! પરમ પ્રેમજ્યોતિ !
હૃદયને ધામ, ને નયનને ગોખ,
ને ગગનની અગાશીને ખોળે,
સકલ રસસાર સંસારસિંહાસને
ડોલતા દીપ અમી ઢોળે :
અહો પ્રેમજ્યોતિ ! પરમ પ્રેમજ્યોતિ !

**કુમાર** : તો વીરેન્દ્ર પ્રેમારતી શોધી લાવશે ?

**કુમારી** : કે રસેશ પ્રેમારતી પુનઃ પ્રગટાવશે ?

**સોહાગ** : વીરેન્દ્ર પ્રેમકુંજનું વીરત્વ છે,
રસેશ પ્રેમકુંજની કવિતા છે;
વીરેન્દ્ર લોકસંઘનો બાહુ છે,
રસેશ લોકસંઘની પ્રેરણા છે.
વીરેન્દ્ર છે સફરી જહાજ,
રસેશ છે ફૂટતો ફૂવારો.
રસેશ પ્રેરશે, વીરેન્દ્ર આચરશે.

**કુમાર** : વીરેન્દ્ર વિના કુંજ તો સૂની છે.

**સોહાગ** : બારબાર વર્ષોની વાતથી વીરેન્દ્ર,
વાયુ સમો, પૃથ્વીનો છે પ્રવાસી.
પ્રેમકુંજનું ખોળિયું જ રહ્યું હતું
પ્રેમોરિયાનો જતાં એ મહાપ્રાણ.
રસેશે આવી ફૂંક મારી,
સજીવન કીધી અમ રસકુંજોને:
રસેશે, ને રસેશની રસબંસીએ.

**કુમારી:** રસેશે સચેત કીધી પ્રેમકુંજને ?

**સોહાગ:** રસેશને બંસીબોલે તો
પાંદડે પાંદડાં ડોલે છે પ્રેમકુંજનાં,
પાંખડી યે પાંખડી ફરકે છે
પ્રેમોરિયાનાં જલકમલોની.

**કુમાર:** ને ક્યહાં છે રસેશના રસવાસ ?

**સોહાગ:** પ્રેમકુંજની ઘેરી ઘેરી ઘટાઓને
ખોળે છે રસેશના રસવાસ.
આ તળાવને તીર--

**કુમારી:** આ પાણી તો ઓસર્યાં છે,
પ્રેમોરિયાનાં જળ તો છીછરાં છે.

**સોહાગ:** વીસ-વીસ વર્ષના વારાથી
જાણું દુકાળ પ્રવર્તે છે
પ્રેમકુજની ઘટાઓમાં,સરોવરોમાં,માનવીઓમાં.
તળાવના જળપગથાર છીછરા છે,
પણ પ્રેમોરિયાના પાતાળધરાનાં પાણી
અખૂટ છે, અગાધ છે, અતલ છે.
આ આરાઓની નીચે તો છે
દેવબાની ગુફા અને પર્ણકુટી;
ને ઉપર ઝૂકયો છે
રસેશનો રસઝરૂખો.
અત્યહારે તો પ્રેમોરિયાની અશ્વત્થડાળે
એ વાંચે રસેશ પાંદડાંનાં પુસ્તકો.

**કુમારી:** પાંદડાંનાં પુસ્તકો !

**રસેશ:** (અશ્વત્થની અટારીએથી)

उर्ध्वमूलमधःशाख-

मश्वत्थं प्राहुरव्ययम्;

छन्दांसि यस्य पर्णानि,

यस्तं वेद, स वेदवित्.

હા, રાજકુમારી ! પાંદડાંનાં પુસ્તકો,

અશ્વત્થસંહિતાની ઋચાઓ

પ્રકૃતિનાં એ તો પરમ શાસ્ત્રો.

વાંચો, સ્હમજો, ઉકેલો, જગતના લોક !

પત્થરમાંનાં પુરાણો

ને પત્રરેખાઓમાંનાં બ્રહ્મસૂત્રો.

(બંસી વગાડે છે, ને પછી ઉતરે છે.)

**કુમારી:** (સ્વગત)

ત્ય્હારે તો સાંભળ્યા હશે સ્તો

મ્હારા યે મુખબોલ એ રસેશ્વરે ?

ને ઉકેલ્યા હશે ઉરલેખો ય તે ?

**રસેશ:** સોહાગ ! શો છે સન્દેશ ?

**સોહાગ:** રતન ગાયોમાં ગઈ છે,

ને રસેશને કહાવ્યું છે કે

' કૃષ્ણચન્દ્રનો પ્રેમમુગટ છે મ્હારે ત્ય્હાં.

દ્વારામતીની યાત્રાએથી વળતાં

આપી ગયા હતા પૂજા કાજે
કુરુક્ષેત્રના કો મહાઅવધૂત.'

**રસેશ:** શ્રી કૃષ્ણચન્દ્રનો પ્રેમમુગટ!
ગીતાના ગાનારનો યોગકિરીટ!
કુરુક્ષેત્રના કારમા ખેલાડીની રાજકલગી!
તો તો, આ પ્રેમતરસ્યા સંસાર!
આશાપૂરી પૂરશે સહુની આશાઓ.

**કુમાર:** રાજનગરના રાજભંડારમાં ગે
છે કૃષ્ણચન્દ્રનો રાજમુગટ.
પૂર્વે પુરાણપૂજ્ય પૂર્વજોએ
યદુવંશને જીત્યો ત્ય્હારે સાંપડયો હતો;
દ્વારિકામાંથી નહીં, પણ
સિન્ધની યદુપુરીમાંથી.

**સોહાગ:** મંગાવી રાખશો રાજમન્દિરેથી?
પ્રેમપૂજાની એ તો પરમ રસસામગ્રી.

**કુમારી:** (સાનન્દાશ્ચર્યથી)
આ તો અજબ પ્રાન્ત છે પૃથ્વીલોકનો.

**રસેશ:** પ્રેમોરિયાનાં પુણ્યજળ
ને પ્રેમકુંજની ઘટાઓ તો
ક્ય્હાંક જ હશે સ્વર્ગનાં ઉદ્યાનોમાં યે.
પ્રેમીઓનાં પ્રેમતીર્થ છે
આ પ્રેમકુંજ ને પ્રેમોરિયું

**સોહાગ:** રસેશ! ગાઉં એ પ્રેમકુંજનું ગીત?

**રસેશ:** ગા, સોહાગ ! ગા એ ગીત,
ને જણાવ વિસરેલા જગતને
પ્રેમકુંજનો એ પરમ મહિમા.

**સોહાગ:** અહો! જગતઝાળમાં તપ્યાં તપસ્વીઓ !
આત્મછાંયડીને શોધતા મુમુક્ષુઓ !

પ્રેમકુંજની ઘટાઓ છે સોહામણી.
રસની વાડીની વસન્ત છે રળિયામણી.

અંહી પ્રેમ કેરા ભવ્ય જગત્પ્રાણ છે,
અંહી સનાતન તીર્થ ને કલ્યાણ છે.

રમણભોમ શી વિશાલ છે અગાસીઓ,
ત્હાં પધારજો, રસપન્થના પ્રવાસીઓ !

પરમ પ્રેમનાં પૂજારી હો તે આવજો !
હૃદયથાળમાં પૂજાપો ભરી લાવજો !

**રસેશ:** (એકાએક જાણે રસસમાધિમાંથી ઝબકીને જાગ્યા જેવો)
પધારે છે, પધારે છે.

( જાણે કાંઈક આપેના શબ્દ સુણતો હોય તેમ પૃથ્વી પર કાન માંડે છે, નાચે છે, ઘૂમે છે, બંસી વગારે છે, રસાનન્દની ધૂનમાં આવી જાય છે.)

**સોહાગ:** કોણ પધારે છે ? રસેશ !

**રસેશ:** આવે છે, એ આવે છે.
રતન ગાયોમાંથી વળી છે.

સૂની દિશાઓ શોધે છે;
આશાપૂરીને ઓટલે વાટ જૂવે છે

બાર-બાર વર્ષોના બપ્પોરેથી
પ્રેમમન્દિરને પગથિયે બેઠી બેઠી.

આવે છે એની આશાઓનો આનન્દ,
એ જોગણનો જોગી.
પ્રેમમન્દિરનાં બારણાં બન્ધ છે, ઉઘડશે:
પ્રેમપૂજા આથમી છે, આદરાશે.
આવે છે, એ આવે છે,
પ્રેમપૂજાનો પૂજારી,
પ્રેમમન્દિરનો મહન્ત:
આઘેથી પાસે, બહારથી ઉરમાં,
પૃથ્વીમાંથી પ્રેમકુંજમાં.

(દિશાદિશામાંથી જાણે કાંઇક સાંભળતો હોય તેમ ચોગમ કાન માંડતો અશ્વત્થને શિખરે ચ્હડી જાય છે, પલ્લવમાં અદૃશ્ય થાય છે, અને પળ પછી સૂની દિશાઓ શોધતો, 'પધારે છે' 'પધારે છે,' ના શબ્દધ્વનિથી આભના પડઘાઓને જગાડતો, પ્રેમકુંજની ગુફાઓ ગજવતો, બસી વાતો દસેરા અશ્વત્થની અટારીએ દર્શન દે છે.)



## પ્રવેશ ૧ લો :

### પ્રેમીઓરિયાને માર્ગે:

### મધ્યરાત્રીનો ચન્દ્રોદય:

(કાળમીંટની વનઅન્ધારી છીપરોમાં થઈને ઝીણા-ઝીણેરા વ્હેળિયાનાં ખળખળતાં ઝરણ નિર્ઝરે છે. અન્ધકારના આરા જેવા ઉંચ્ચા સરિતકિનારા ઉભા છે, તે ઉભય ઉપર પન્થકમાન વાળી વેલીછાયો એક પુરાણો લાકડીપુલ ઝુક્યો છે. જળઝરણુના ઊંડા હેવધરાને તીર કંકર પત્થર ને વિશાળી પટછાટોની વચ્ચે શિલાશય્યા ઉપર ઝોળીઓશીકે એક જોગન્દર પોઢેલા છે. પિતામહ સરિખડા ધેરગમ્ભીરવડલાની વડડાળી વ્યજન કરતી ઉપર ડોલે છે. પડખે સારસદંપતી સ્નેહસમાધિમાં ખડાં છે. સહુ ઉપર મધરાતનો ઘેરો અન્ધકાર, ને અન્ધકાર ઉપરે તારલિયાનો ચમકાર ચમકે છે.

સહુને બદલે કોયલટહુકો ઉછળે છે.)

**જોગન્દર:** (ઝબકીને જાગી, શિલાશય્યા પર બેઠા થઈ, એક હસ્તકમલ કુંજદિશામાં પ્રસારીને)

આવું છું, હમણાં જ આવું છું.

(ઓશીકેથી ઝોળી ઉછંગમાં લઇને)

બાર-બાર વર્ષની મ્હારી યાત્રાનાં ધન!

મ્હારે માથે ચ્હડાવી જઇશ પ્રેમમન્દિરે.–

ગેબનો કો અવાજ સંભળાય છેઃ

આભમાંથી આમન્ત્રણ ઉતરે છે:

વન-વન બોલાવે છે કે 'આવ.'

એ તો મ્હારા વતનનો ટહુકો;

ક્ષિતિજેથી પ્રેમકુંજ બોલાવે છે.

પ્રેમીઓરિયા! હું આવું છું, હો!

(વડની પલ્લવજટામાં ફફડાટ થાય છે, ને ફરી એક વેળા ગહન નીરવતામાં કોકિલા ગાજે છે.)

એ તો પ્રેમકુંજની કોયલડી !
મધરાતનાં અન્ધકારજલમાં ઉછળતો,
આભના શિખરઘાટમાં ઉડતો,
અન્તરની અન્તર્ગુફાઓ વીંધતો,
કુંજની કોકીલાનો એ ટહુકાર.
ઠીક ઉતરી થાકની એ નિદ્રા.
—અહો ! આ અદ્‌ભુત શય્યા !
પ્રકૃતિ માતના ઉછંગનાં ભવ્ય પોઢણ !
વનકુંજના સરિતચોક વચ્ચે
મરકત મણિનો પાટ:
માથે મન્દ—સુમન્દ ડોલન્તો
વડદાગીના ઝૂમખાનો પલ્લવપંખો:
સ્હોડમાં જલઝરણાંનો મધુરો કલરવ:
અદ્‌ભુત સ્તો શિલાપાટની
અવધૂતની આ યોગશય્યા.
છલછલતા જલકણથી, લાવ,
નયનોને છાંટું, ઠારૂં, ને ઉઘાડું.
આંખ નિરખો પાછી હવે
પ્રેમકુંજની ગહન એ વનઘટાઓ.
(જળકાંઠે જઇ આંખો પ્રક્ષાળે છે.)
આ ઝરણું તો મ્હારા પ્રેમોરિયાનું.
પાણી યે ઓળખાય છે એ પુણ્યવન્તાં.
આ તો પ્રેમવતીનાં નીર.

બોલો દેવબાલકડાંની બોલીમાં,
વ્હાલાં વતનનાં ઓ નીર!
શી વાર્તા છે પ્રેમકુંજની ?
બોલો, બોલો, ઓ જલની જલદેવીઓ!
ભાખો એ પ્રેમમન્દિરનો સન્દેશ!
(દિશદિશનાં આભમાં નિહાળીને)
અડધીક રાત વીતી છે,
મધ્યરાત્રી મ્હાલે છે ગગનના મહેલમાં.
મ્હારી યે ગાજે છે જીવનની મધરાત.
હજી તો આવા જ અન્ધકારઘન
પડ્યા છે ઘેરીને જીવનવન.
બાર-બાર વર્ષો વીતી ગયાં
પ્રેમોરિયાથી પ્રયાણ આદર્યે,
ને આણી તો છે એક જ
રાધિકાજીની રસચુંદડી.
મ્હેં યે નિરખી લીધા,
આભના અનેકરંગી સ્વસ્તિકો સમા,
ભારતના એ મહાભાવ સ્વસ્તિકો:
ઇતિહાસનાં અજાયબ આંગણાંમાંના,
ભૂગોલના ભવ્યકોતરણીશોભ્યા ચોક પૂરતા.
ક્ષત્રિયતીર્થ ઉદયપુરમાં નિહાળ્યા
સૂરજવંશી સરોવરમહેલો,
આરાવલીની ગિરિવેલોની વનગૂંથણી વચ્ચે
કીધાં એકલીંગીજીનાં દેવદર્શન,

૫૦, આં. ૨, પ્ર. ૧

પ્રતાપના મહાપ્રતાપી સ્વયંભૂ પ્રભનાં.
હલદીઘાટને કાંઠડે સાંભળ્યો
બાવીશ હજાર બખ્તરિયાનો રણપડઘો,
અથડાતો ને ઘૂમતો ગિરિગિરિની ગુહાઓમાં.
વિશ્વવન્દનીય ચિતોડરાજની
વીરત્વની ચિતાભસ્મમાં જોયું,
અવશેષ એક અંગારા સમું સળગતું,
પૃથ્વીની સર્વશ્રેષ્ઠ પ્રેમસંન્યાસિની
ભગવતી મીરાંનું કૃષ્ણમન્દિર;
ને અગ્નિમુખમાંથી ઉગરેલો એક
કુંભા રાણાનો યશઅપયશનો કીર્તિસ્થંભ.
'ગઢ તો ચિતોડ ગઢ,
ઔર સબ ગઢૈયા હૈ.'
ચૌહાણકુલના કીર્તિમહાભારત શા
ઉત્તુંગ તારાગઢના ચે વાંચ્યા
વૃદ્ધ ખંડેરના મહારાસાઓ.
દિલ્લીઆગ્રામાં દાઝતે દિલ દીઠા
દ્રૌપદી અને સંયુક્તાના,
નૂરજહાન ને મુમતાઝ મહાલના,
દેવાંગનાઓની વિલાસકુંજો શા,
શાહાનશાહી રંગમહેલોનાં ખંડેર.
અગ્રવનમાંથી મધુવનમાં પરવર્યો.
રાધિકાજીને રસપાટે હવે
વિરાજે છે ત્હાં લક્ષ્મીજી.

વૃન્દાવનનાં રસોદ્યાનોમાં પગ માંડતાં,
ગોપીચન્દનની ગૌર ધારો વટાવ્યા પછી,
અનેરો જ ઉડતો નિરંખ્યો ઉજાસ.
હસતું હતું સઘળું યે વાતાવરણ
વિલોલ કો આછાં આછાં રસહાસ્યે.
ભર્યે હૈયે ને ઘેરે વાને,
અને ધીરગમ્ભીર ડગલે,
વહે છે ત્ય્હાં યમુનાજીનાં નીરંવ્હેણ.
પડયો રહ્યો ત્રણ રાત્રી
કાલગુફા શા કાલિન્દીના ઘરાતીરે,
ને નાથ્યા ઉરમાંના વિષધરને.
વિચર્યો પછી ઊંડી-ઊંડેરી
વ્રજચોર્યાસીની વનઘટાઓમાં.
ગહનતા અગોચરતા ભેદમયતા
વીરોના વીરત્વનાં જગમન્દિર.
ઉડતાં હતાં ત્ય્હાં પલ્લવપલ્લવમાં.
શો આવતો દિશદિશમાંથી
નિગૂઢ નિ:શબ્દ ઇન્દ્રિયપર
પુરાણો-પુરાણો કૃષ્ણસન્દેશ !
આત્મા ગાજી ઉઠયો કે
**वन्दे कृष्णं जगद्गुरुम् .**
જમનાનાં ઘેરાં જલ ગાળીને પીધાં,
ને ભરી લીધી હૈયાની ગોરસી
એ ત્રિભુવનવન્દ્યાં રસગોરસથી.

પર, અં. ૨, પ્ર. ૧

અનુભવ્યું એમનું અદ્‌ભુત ને સર્વપૂજ્ય
જગતકવિતામાંનું પરમ નાયકત્વ,
મનુવંશમાંનું મહાભાવ મનમોહનત્વ.
જગતની રસનગરીનો
એ તો રઢિયાળો રસરાજવી.
પૂર્વે ઘેલું કીધું હતું ગોપગ્રામ,
ઘેલા કીધા છે તેમ આજ
સારી યે જગન્નગરીના ચોક
એમની સકલસંચારિણી રસબંસરીએ.
બરસાનાના રાધામન્દિરની તેજછાયામાં
વિરાજતાં હતાં એક ટેકરીશિખરે
ચકવાચકવીનાં સ્નેહદમ્પતી.
ને રમતાં હતાં રંગભર્યાં
પુરાણી–પુરાણી એ પ્રેમવાર્તા.
નિરખી રહ્યા એ સ્નેહલીલા
અનિમિષ ને રસમુગ્ધ આંખડલીએ.
કાળો પાથર્યો હતો, ફલક શો,
રત્નજડયો કો રેશમી ગાલીચો,
ને ઉપર થનગનતાં હતાં ચકવાચકવી
પાંખમાં પાંખ પરોવીપરોવીને
નમતી સ્હાંઝનાં કેસરઝરણોમાં
ન્હાતાં ન્હાતાં, ને નીતરતાં.
આભની અગાસીઓમાંથી
સન્ધ્યા ઉતરી ભેદની ભરેલી,

દિશદિશામાં સન્ધિકા ઉભરાવતી,
ને ઉડી પરવર્યા તે યે કલ્લોલતાં
હરિયાળા રસસોહન્ત વનઝરૂખાઓમાં.
જઇને જોયું શૈલશિખરે તો
ચુંદડીનો હીરાજડયો શ્યામ પાલવછેડલો,
નાગણની ફણા સરિખડો,
પૃથ્વીમાંથી ડોકિયાં કરતો દીઠો.
પ્રારબ્ધની ડાળ દીઠી, ઝાડ સાંપડયું.
શિખરના એ દેવસંચમાંથી
અખંડ ચુંદડી લાધી તો જાણે,
આજની ઝગમગી રહી છે એવી,
તારલિયે જડેલી અન્ધારી મધરાત.
બ્રહ્માંડ યે ઓઢેલો છે એવો ચોરસો.
ધરી એ રાત્રિરંગી ચુંદડી
જઇને રાધામન્દિરના મહન્તચરણે.
ગુણગમ્ભીર ને ભારખમા
સાધુમુદ્રાળા તે પરમ વૈષ્ણવે
ઓળખી, પારખી, ને વાર્તા માંડી.
સ્વરમાં વિકાર નહીં, સંન્યાસ હતો.
'સન્તજન હો ! તે જ આ રસચુંદડી
કે જે રાધિકાજીએ પહેરી હતી
પ્રેમોત્સવની મહારાત્રીએ પ્રેમવનમાં.
એ મહોત્સવને મહાપર્વે વર્ષે વર્ષે
ગોલોકમાંથી પધારે છે રસિકપ્રિયાજી.

પ૪, અં. ૨, પ્ર. ૧

વૈષ્ણવ જન ! ત્હમને જડી માટે ત્હમારી.
હમે તો ખોઇ જ હતી વનવગડે;
ત્હમને દીધી સ્વયં શ્રી હરિએ.
શુભનો સન્કેત હશે એ કૃપાપ્રસાદમાં.
રાધેશ્યામ ! જય રાધેશ્યામ !
બોલો, રાધામન્દિરનાં રસજોગીઓ !
રાધેશ્યામ !' 'રાધેશ્યામ'ની ધૂન જાગી,
ને ગાજી ઉઠયું રાધામન્દિર
'રાધેશ્યામ'ના મહાધ્વનિથી.
ઝોળી ભરી છે મુજ જોગીની
રાધિકાજીના એ રસચુંદડીથી.
સોંપું જઈ પ્રેમકુંજના પ્રેમમન્દિરને,
સાચવશે ને સોહવશે.
પછી આદરૂં ફરીથી યોગયાત્રા
કૃષ્ણચન્દ્રના પ્રેમમુગટને કાજ.
પૂરી થશે એ અધૂરી યોગયાત્રા ?
કે मम माया दुरत्यया એમ
યોગમાયાનાં અગાધ જલધિજલમાં
ડૂબકી જ મારવાની છે માનવીને
પરમ તીર્થના કિનારા ઢૂંઢતા ઢૂંઢતાં ?
ઘડીને માટે મ્હારાં પગલાં
વતન ભણી વળ્યાં છે,
આ એ આયુષ્યજાનો પુલ,
અને આ એ ઉછળતું–કલબલતું
પ્રેમોરિયાનું કુંજજાનું જલઝરણું.

( પ્રેમોરિયાનું નામ સાંભળી સારસડાં પાંખો ફફડાવે છે. ત્હેમને નિરખી ઓળખીને )

ને મ્હારી શિલાશય્યા સંરક્ષન્તાં
પ્રેમમન્દિરનાં આ સજોડીલાં સારસ.
આવો, પધારો મ્હારે હૈયાને ઉછંગ.

( સારસને હૈયે તેડે છે. )

બારબાર વર્ષે વતનમાં વળતાં
ત્હમારો મ્હને પ્હેલ્લો સત્કાર.
કેવાં પોઢ્યાં છે હૈયાના શય્યામાં !
એ તો મ્હારાં જૂનાં સ્નેહીજનો.

( કોટી કરે છે, પંપાળે છે. )

જાવ, જણાવો સ્નેહકુંજને:
હું પગે આવું છું,
ત્હમે પાંખ ઉપર પરવરો
સનાતન પ્રેમોરિયાને તીર.
કહેજો, આવે છે ને લાવે છે
રાધિકાજીની રસચુંદડી.
જાવ બ્હાલપને એ વતન.
જાવ આ ઝરણાંને રસદેશ,
પ્રેમવતીનાં પરમ પ્રેમવનમાં,
ને દાખવો, પ્રેમકુંજનો પન્થ
પૃથ્વીનાં પરકમ્માવાસીઓને.

( પ્રેમોરિયાની દિશામાં સારસડાંને ઉડાડે છે. સન્ધ્યુ સ્હમજતાં હોય ત્હેવાં તે યે વનવન વીંધતાં પ્રેમકુંજભણી પરવરે છે. ક્ષિતિજની કોર ઉપર આઠમીના ચન્દ્રનું નાવડું તરતું તરતું ઉગે છે. )

૫૬, અં. ૨, પ્ર. ૧

ઉગ્યો, ઉગ્યો અવનીને નીર
નૃજન સકલના એ સુધાશણગાર,
પ્રકૃતિ દેવીના એ લલાટટીલડી,
બ્રહ્માંડનો અમૃતભર્યો સામાગ્યચાંદલો.
જાણે ચન્દ્રિકાનું સરોવર્યું.
એ તપશે જ્હાં સુધી તો
પ્રકૃતિસુન્દરી યે છે સૌભાગ્યવતી,
રાત્રિના આ અન્ધકારયુગમાં યે તે.
પ્રકૃતિદેવીના આ પરમ સૌભાગ્ય!
પ્રેમકુંજને મ્હારે વતન વળતાં
ત્હારો મ્હને બીજો સત્કાર.

(પૂલ ભણી નિહાળીને)

આ એ પુરાણપરિચિત પૂલ,
જીવનઆરાઓની પન્થકમાન સરિખડો,
શાશ્વત અને સોહામણો.
ગોખલોના મેનાપોપટ ઉડે છે,
કબૂતરો કુહૂરવ કરે છે
એના વેલીગોખે વિરાજીને.
પોઢયાં છે–પોઢયાં છે સહુ અત્યહારે
પ્રકૃતિને ખોળે પ્રકૃતિનાં એ રસબાલકો.
હા! આ એ જીવનજૂનો પુલ.
પ્રેમવતીનાં પુરાતન પાણીને
સુરધનુષ્ય શો ઓળંગતો
જોડે છે પ્રેમવતીના બન્ને કાંઠાઓને.

દાખવે છે, જગતની યોગમુદ્રા શો,
પ્રેમયોગનો પન્થ પૃથ્વીપ્રવાસીઓને.

(પ્રેમોરિયાની દિશામાં નિહાળી રહે છે.)

વતન ! હા ! પ્રેમીઓનું પ્રેમવતન !
વિશ્વના સકલ ગુરુત્વાકર્ષણનું
વતન તો જાણે મધ્યબિન્દુ.

ચાલો, વતનની કુંજ નિહાળો વળી,
આજે પ્રેમભૂખ્યાં મ્હારી આંખડીઓ;
ચાલો, વતનવિસામે વિરામો વળી,
આજે પન્થથાકી મ્હારી ચાખડીઓ. ધ્રુવ.

કાંઇ કુદરત લોલ-વિલોલ દીઠી,
કાંઇ સુન્દરતાની સુરમ્ય પીઠી;
પણ વતનની વાત તો ઔર મીઠીઃ
આજે પ્રેમભૂખ્યાં મ્હારી આંખડીઓ.

કાંઇ ભરચક દહાડે ભૂગોલ હતો.
કાંઇ તગતગ રાતે ખગોલ હતો;
પણ ઘડી ઘડી સહુ સૂનકાર હતોઃ
આજે પન્થથાકી મ્હારી ચાખડીઓ.

એહ બાલપણાનાં ઝીણાં સ્મરણાં !
એહ યૌવનની કંઇ રસરમણા !
દ્દગદ્દગથી વહે પ્રેમનાં ઝરણાં !
આજે પ્રેમભૂખી મ્હારી આંખડીઓ.

**નમસ્કાર છે ત્હને, શિલાશય્યા !**

ઉગ્યો આભના મિનારાઓ ઉપર,
પગમાં જ્યોત્સ્ના ઢાળી પન્થ દાખવતો,
અમૃતના અક્ષયપાત્ર શો, ચન્દ્રમા.
પ્રેરશે ને દોરશે મ્હને એ
પ્રેમકુંજને પરમ માર્ગે.

( પગથીએ થઈને પૂલ ઉપર ચ્હડે છે. )

મ્હારૂં વતન, ને મ્હારો રતન.
કોયલ જેવી ઉડતી એ પ્રેમકુંજોમાં.
દિલ ! ધીરાં થાવ, ધબકો મા;
ઉતાર્યાં નથી જોગન્દરે હજી જોગ.
સહુ શુભના જ છે સમાચાર.
વતન ! હાશ ! મ્હારૂં વ્હાલું વતન !
પ્રેમોરિયું તો પુરાતન વતન છે
જગતની માનવજાતનું.

( જોગન્દર પૂલ ઉપર થઈને પ્રેમકુંજમાં સિધાવે છે. પાછળ ખળખળતું ઝરણું ને ચન્દ્રઅજવાળ્યો એકાકી સુનકાર રહે છે. )

❦

# પ્રવેશ ૨ જો:

**સહસ્રધારા**

( ઊંડી કુંજોમાં પ્રભાતના બ્રહ્મમુહૂર્તે જલની ધારાવલીના ફૂવારા ઉછાળતા સહસ્રધારાનો ઘોષ ગડગડતો પડે છે, ને જળકિરણની રેખ જેવાં ચમકતાં જલફેરાંગો અધ્ધર ઉડે છે. પ્હરોડનો ચન્દ્રમા, પૃથ્વીને મુખ જોઇ સમરવા કાજેના આકાશી દેવદર્પણ સમો, મધ્યાકાશમાં લટકે છે. આઘે ગોમતીના જળપગથારમાં આછીશામળી વાદળછાયા ડૂબીને પ્રેમવતીનાં નીરને મેલું કરે છે. નીચે ઊંડાણમાં જલકાંઠે બેસીને રસેશ જલઘોષની સહસ્રધારાઓને પડતી નિહાળે છે, સાંભળે છે, ત્હેમની છંટાતી ઝીણી ઝંખો સત્કારે છે: અને જાણે પૃથ્વીના નાભિકમલમાંથી કે દુનિયાંની દિશદિશામાંથી રુદન આવતું હોય એવી જગત્રુદનભરી વિષાદબંસી, વચ્ચે વચ્ચે અહાલેકનું ગીત ગાતો ગાતો વગાડે છે.

રસેશના નિરન્તરના આનન્દમાં આજે, કોઇક કોઇક વાર ઉભરાઇ આવે છે એવાં, ઊંડી ઝણુપ ને ખિન્નતા, અગોચર શોક ને નિરાશા, જામ્યાં છે.)

**રસેશ:** પ્રભો! તુજ દ્વારમાં ઉભા જગાવ્યો મ્હેં અહાલેક!

(ફેરી બંસી વગાડે છે.)

જગતના ચોકની વચ્ચે જગાવ્યો મ્હેં અહાલેક!

(રડતી કોયલ વળી બંસીમાં બોલાવે છે.)

નથી લીધી પ્રભો! દીક્ષા, નથી ઓઢી કફની;<br>
નમી તુજ પાય હું ત્હેવો જગાવ્યો મ્હેં અહાલેક!

(ઉતરતી ગ્રીષ્મે પપૈયો પોકારે છે એમ ‘પિયુ’ ‘પિયુ’ ‘પિયુ’ બંસીમાં પોકારે છે.)

કમંડલ માદરૂ ખાલી, ભર્યું તુજ અક્ષયપાત્ર.
દીઠી ભંડારમાં ભિક્ષા. જગાવ્યો મ્હેં અહાલેક!

(રુદન કરતી બંસરી વાગ્યાં જ કરે છે. પ્રેમારિયાને ઘાટે ને પ્રેમકુંજની કુંજોમા એ રુદનનો બંસાદહાકાર ગાજતો ડોલે છે. સંવળા ઉઠેલા ખેડૂતો ખાધે ઈન્તાઝી ખરી ઉપર કાંઠે ઉભી પાતાળજલને ઊંડાણઆરે નિહાળી રહ્યું છે.)

**એક ખેડૂતઃ** જોગી થયા વગરના આ જોગીનું
જોગગીત તો જૂવો!

**રસેશઃ** ઘટા ઘેરી પડી નભની. ન મુજ નયનો ભેદે;
શ્રવણ તે ભેદશે ત્હારાં? જગાવ્યો મ્હેં અહાલેક!

(વાતો વાયુ થંભ્યો ભાસે છે, જાણે સાભળવા ઉભાં જગતના જીવનનું રુદન. કુદરતના મહાચક્રો યે ઘડીક થંભ્યા લાગે છે, એવી ગીત ને બંસીની યા જામે છે. સહસ્રધારાના જલની, ને જલ ઉપર ચન્દ્રની ચન્દ્રિકાની, સહસ્રધારાઓ વરસ્યા કરે છે.

પ્રભાતના ચન્દ્રતેજમાં સહસ્રધારાના જલધોધ નિરખવા નીકળેલાં કુમાર ને કુમારી પધારે છે, ને બન્ને યે આશ્ચર્યમુગ્ધ અનિમિષ જડવત્ ઉભે છે.)

વિરાજે છે તું દિલદરિયાવ, અયિ અદ્‌ભુત યજમાન!
અણુ શું તો અમીકણુ દે, જગાવ્યો મ્હે અહાલેક!

**કુમારીઃ** શાં આ હૈયાફાટ રુદન
નિરન્તરના કલ્લોલતા ગરુડરાજનાં?

**કુમારઃ** પ્રત્યેક મનુષ્યાત્મામાં વસેલા
ઊંડા–ઊંડેરા જગરુદનનો
આ તો છે ઉરઉભરો,
સારી યે પ્રેમકુંજનો જાણે પોકાર.

**રસેશ:** ચ્હડાવી પાવડી જગનાથ! પ્રવૃત્તિ કેરી;
ચ્હડી તે પર જીવન ધપતાં, જગાવ્યો મ્હેં અહાલેક !

( પ્રેમકુંજની દિશાઓમાંથી ચાસ સંભળાય છે સહસ્રધારાનાં જલ ડોલાવતી, પૂનામાં પડઘા પાડતી, અન્તરિક્ષમાં ચ્હડી તે આથમે છે.)

**રતન:** પ્રેમકુંજનું બીજું જીવનધન
અહહ ! આજે ઢોળાઇ જાય છે.
જગતપોકારે બંસરી ન્હોતરે છે જગતને
કે આવો, આવો, ને ઉદ્ધારો.
બંસી બોલાવે છે, હું જાઉં છું.

( ઘટાઓમાંથી રતન સહસ્રધારાને કાંઠે ઉતરે છે, ને પાલવને પંખે રસેશને આશ્વાસન ઢોળે છે.)

**રસેશ:** નહીં કાંઇ ગજે લ્હો યે મળ્યું દર્શનનું દાન;
મળી–સળગી મીટે મીટ, ને જગાવ્યો મ્હેં અહાલેક!

**કુમારી:** આ શી ગામડિયાંની લીલાઓ.
રસેશ બંસી રડાવે છે,
ને રતન વાયુ ઢોળે છે.
ઝરૂખાનાં શોભે છે શ્યામ ને રાધા:
જાણે કૃષ્ણજીને મનામણે પધાર્યાં
રસભીનાં વૃષભાનદુલારીજી.
ક્યહાંથી આવડે ગામડાંની ગોરીને
નગરનું એ નાગરિકત્વ ?

**કુમાર:** જગતશોભના શી શોભતી,
સુન્દરીસંઘ વચ્ચે સૌન્દર્યમૂર્તિ શી,
કવિતકલાની પરમ પુત્રી શકુન્તલા
કીયા નગરની હતી નગરકન્યકા ?

રૂપેયો ખણખણે એવી,
રાજ્યલક્ષ્મી સરિખડી, ખણખણતી મા.
નગરને શી આ વનની ઇર્ષ્યા !
મથુરાનગરીની હવેલીઓમાં હતી કુબજા,
ને ગોકુળવૃન્દાવનની વનકુંજોમાં
પ્રફુલ્લતી ગોપિકાઓની ફૂલવેલીઓ.
વાડીથી વન ઓછાં ન ઉતરે:
ને ઓછી ન ઉતરે એમ
પુરકુમારિકાઓથી વનકુમારિકાઓ.
સરિતાના સૌન્દર્યરૂપથી ન વધે
પાળબાંધ્યાં સરોવર કે સ્ફાટિકકુંડો.

**કુમારી :** તો પરણો ને કો વનકુમારિકાને ?–
કુંજકલ્લોલતી આજની કો શકુન્તલાને ?

**કુમાર :** રાજકુમારીને વનગોપના વેણુબાણ વાગ્યાં,
તો રાજકુમારને ય તે ડંખે
કો વનગોપીના સૌન્દર્યડંખ.
(બંસીમાં રુદન બોલે છે.)
અર્જુનના વિષાદયોગ જેવી વિરાજે છે
રસેશના રસસાગરમાં યે
ઊંડી ઉણપ ને ખિન્નતાઃ
જગતમાં 'છે' ત્હેનો અસન્તોષ.
આશાવાદીની આત્મગુફાઓમાં યે
સન્તાયેલાં છે શોક ને નિરાશા,
ને કો ધન્ય પળે ઉભરાય છે એ

પાતાળગંગાનાં પાણી સમોવડાં.
આનન્દ ને વિલાસથી શણગારાયેલા
જગતમહેલોમાંનું કારમું રુદન,
ઉત્સાહ ને ઉમંગના અમૃત પાનાર
કવિના ઉરમાંના જ્વાલામુખી,
હાસ્યને પડદે વસેલો વિષાદ,
સંન્યસ્તમાં રહેલી ભીષણ વિશ્વનિરાશા:
બ્રાહ્મણના પરમ બ્રહ્માનન્દમાં,
**ब्रह्मरूपा हि केवलम**માં,
ઊંડા જલમાં ડૂબેલી શેવાળ શા,
નિરન્તરના છૂપાયેલા પ્રોત્સાહનના ઓટ:
કહી અનુભવ્યાં છે રાજકુમારો ! એ સૌ ?
મહાત્માઓએ સુણવી જ પડશે
જગતમાંના જહન્નમની ધા.
કૃષ્ણ પ્રભુએ સુણી વાઘ બંસીમાં,
બુદ્ધ પ્રભુએ સુણી લીધો ભેખ.
વૈભવના સોહાગી ફૂલમાંડવડે યે
તિમિરપત્રની રેખાઓ તરવરે છે.
જગત એટલે જીવન ને જહન્નમ:
જગત એટલે અમૃત ને ઝેર.
જગતમાંના અન્ધકાર સમોવડો
નિરાશાવાદ ખોટો નથી.
માર્તંડરાજનાં ઉલટે છે મહારશ્મિ
સૃષ્ટિની દિશદિશને અજવાળતાં:

ત્હો યે ઉભી છે ફરતી,
ઊંડી, આઘેરી, ને વિશ્વઆચ્છાદની,
વણઅજવાળાયેલા આભની
અતલજલભરી અન્ધારગુફાઓ.
આજે ઉભરાય છે એ.
રસેશના ઉરસાગરમાંથી,
કવિનાં કીકીસરોવરોમાંથી,
બંસીના વીંધવીંધમાંથી,
ઉડી રહ્યા છે રુદનફોરમ ફોરન્તા
આત્મન્અન્ધકારના એ ફૂવારા,
પ્રેમકુંજના મહાવનની ઘટાઓ ભરીભરીને.

**રસેશ :** ગૂંડી ઝાગી રહી અધુરી, જરી તલ ભીંજાયું :-

**કુમાર :** પ્રેમાનન્દમાં રહેલું એ શોકગીત.
મ્હારી પણ ઓગળી જાય છે
અન્તરમાંની ઉભી દિવાલો આજે:
પીગળી પડે છે મ્હારા યે આજ
ટૂંકી દૃષ્ટિમર્યાદાના દુર્ગકાંગરા.

સરોવરની પાળો તૂટતાં
જલપૂર ઉલટે પૃથ્વીભરમાં,
એવાં છલકાયે ઉછળે છે
આત્મન્સરોવરનાં મહાનીર
લોકસંઘના પૃથ્વીપગથારમાં,
પ્રજાકલ્યાણના મહાચોકમાં.
પ્રજાસંઘની નાડી સંગાથે

ધડકવાને ધપે છે
મ્હારી નાડીઓમાંના રૂધિરપૂર.
બંસીછિદ્રો શા છિદ્રો પડે છે,
સહસ્રધારા શી ધારાઓ ઉડે છે હૈયામાં.
ઉલટે છે આત્મા વસ્તીમાં વહવા.
સુણું છું આજે વિશ્વપ્રેમના બંસીનાદ.

(ઝરણની ભેખડેથી ઉતરી રસેશ પાસે જાય છે.)

**રસેશ :** જડયું જીવનું જીવન મ્હારૂં, જગાવ્યો મ્હેં અહાલેક!
જડયું જીવનું જીવન મ્હારૂં--
જડયું જીવનું જીવન—
જીવનું જીવન—

(ધૂનમાં ને ધૂનની ચલતીમાં બસી રડાવ્યે જાય છે. પ્રભાતસ્નાને પધારેલો લોકસંઘ ટેકરીઓની ધારે ધારે ઉભી ઊંડું ધૂનામાં નિહાળે છે.)

**રતન :** (કુમારને)
એ તો શોકસમાધિ લાગી છે.

**કુમાર :** જગતના પયગમ્બરોને ભાગ્યે
લખ્યાં છે રડવાનાં લોકસંગ્રહને કાજે.
મહારાજકુમાર સિદ્ધાર્થ રડયા હતા,
કવિકુલજનક વાલ્મીકિજીના ગે
દ્રવ્યા હતા દિલના મેઘ.
આકાશઉદ્દાર જગદુદ્ધારકોનાં તો
રોમરોમમાંથી નિર્ઝરી જાય છે
આત્માનાં ઝરણાં જગતભરમાં વહવા.
હિમાદ્રિશિખરના હિમપગથાર ઓગળે,
ને ગંગાઓ વહે જલગભીરી
દેશદેશને-પ્રજાપ્રજાને પાણી પાતી,

મહાત્માઓ એમ આગળી નિર્ઝરે છે.
વસન્ત એટલે સહકાર મ્હોરે,
એમ કોટી ફૂલડે પ્રફુલ્લે છે
વિશ્વહિતચિન્તકોનાં વિશ્વપ્રેમનાં વિરાટવૃક્ષ.
રસેશને યે ઉભરો ચ્હડયો આજ
દુનિયાંદુઃખોનો, જગતરૂદનનો, વિશ્વપ્રેમનો
શોકસમાધિ એટલે સૃષ્ટિસાયુજ્ય.

**રસેશ:** જગતના ચોકની વચ્ચે જગાવ્યો મ્હેં અહાલેક!
પ્રભો! તુજ દ્વારમાં ઉભી જગાવ્યો મ્હેં અહાલેક!
જગાવ્યો મ્હેં અહાલેક!
જગાવ્યો મ્હેં અહાલેક!
અહાલેક!

**રતન**: દિલની દાઝના ઝબકેલા આ ઉભરા.

**કુમાર:** જગતઝાળોના દાવાનળની આ મહાઝાળ.

(પંચપાત્રમાં આશાપૂરીનાં ચરણામૃત લઇને સોહાગ ઉતાવળે પગે આવે છે.)

**રસેશ:** ઓ! ઓ!
આભમાંથી આ રજની ઉતરે:
હોલવાય છે–ઓ! હોલવાય છે
દિનના દિનમણિનો હુતાશ;
પ્રભુની પરમ જ્યોત હોલવાય છે.

**સોહાગ:** (પ્રેમોરિયાની ગોમતીના કમલથી આશાપૂરીના ચરણામૃતનું રસેશને સન્માર્જન કરતી કરતી)
જો તો ખરો, રસેશ!
આભનાં આંગણમાંથી આજ
રજની ઉતરે છે, કે ઉષા?

( ધીરે-સુધીરે રસેશની શોકસમાધિ ઉતરે છે. )
આજ તો સૌભાગ્યદિન ઉગશે
પ્રેમકુંજનો ને પ્રેમોરિયાનો.
રસેશનું રડવું વૃથા ન હોય.
જો! રજની આથમે છે જગતમાંથી.

રસેશ : ( જાગી, ચોગમ નિહાળીને )
હા, ઉષા ઉગે છે પ્રેમકુંજે.
હું આવ્યો ત્હારે રાત્રી હતીઃ
અત્યહારે તો છે ઉષાના ઉદય અંહી.
પધારે છે પ્રભુનાં પૂર
પ્રેમોરિયાનાં પ્રેમનીરને તીર
મનુવંશની મહેમાનીએ.

કુમાર : રસેશ્વરજી! ધડકતી ન થાય
કુદરતના હૈયા સાથે
મુજ આત્માની યે નાડીઓ ?
વિશ્વહૈયાની સાથે માનવહૈયાનો સંવાદ-

રસેશ : ત્હમને તો શોભે, રાજકુમાર !
પ્રજાહૈયાની સાથે રાજહૈયાનો ધબકાર.
કવિને ઘટે અનન્તની સાથે એકતાન,
યોગીને ઘટે પરબ્રહ્મની સાથે એકતાન,
રાજાને ઘટે પ્રજાની સાથે એકતાન.
રાજધર્મ એટલે પ્રજાસાયુજ્ય.

કુમાર : તો વ્રત લઉં છું પ્રજાજન સમક્ષ
કે પ્રજાહૈયા સાથે રાજહૈયાનો
જીવનધબકાર જોગવવા

પરણીશ હું પ્રજાની કો પુત્રી,
પૃથ્વીપડમાંની સલૂણી કો સીતા.

**રસેશ**: અમે તો પ્રકૃતિમાતનાં સન્તાન.
એ ધાવણથી ઉછર્યાં
ને એ ધાવણથી જીવીશું.
સન્તોને સચ્ચિદાનન્દ છે
વેલવશું પુરપુષ્પમાં પરમાનન્દનાં પૂર.
જીવજીવમાં જીવનના ઉલ્લાસ.
અખંડ તો આનન્દ જ છે અનન્તમાં.

**કુમારી**: (સોહાગને)
કુમારને એ સન્માર્જન ન કરો ?
એમની યે નહીં ઉતારો
શોકસમાધિની કન્થા ?

(પ્રેમમન્દિરના પલ્લવોથી આશાપુરીનાં ચરણામૃતનું સોહાગ રાજકુમારને સન્માર્જન કરે છે. કુમારે ત્રણ ઉડી જાગે જાગ્યા હોય તેમ અન્તર્ચક્ષુ ઉઘડેલાં જેવા થાય છે: ને આશ્ચર્યને નિહાળતો હોય તેમ સોહાગને નિહાળી રહે છે)

**કુમારી**: ભાઈ ! સોહાગને ન પરણે તું ?
બાપુએ તો ત્હને સોંપ્યા છે ને
વધૂપરીક્ષાના સ્વયંવર ?
કંઈ કંઈ જાદુ જાણે છે
પ્રેમકુંજની એ જાદુગારણ,
પ્રતાપ શો અનુત્તર કાં ?
આત્મા ખોયો કે શું ?
ડૂબ્યો એ દિલના સરોવરમાં ?

(વાદળાં વેરાય છે, ગોમતીનાં નિર્મળાં જળ ઉજ્જ્વળાં થાય છે, ઉષાના

પાલવમાંથી જગતના હૈયા સમા સૂર્યનારાયણ પ્રગટે છે. સહસ્રધારાની ઉડતી શિરાઓ ઉપર કિરણો પડતાં ઇન્દ્રધનુષ્યોની દેવરગાવલિ સ્ફુરી રહે છે.)

**રસેશ:** (પાછો આનન્દોર્મિઓમાં ડોલતો ડોલતો)

આનન્દ છે, સન્તો! પરમાનન્દ.
કોઈ-કોઈ વેળાએ તો-
પ્રારબ્ધની કો ધન્ય પળે તો
સહુના શ્રવણોએ સાંભળવા જોઈશે
દુનિયાનાં દુઃખોના પોકાર,
પૃથ્વીનાં સન્તાનોની રુદનચીસો,
અનિલઆણ્યા દિશદિશના આર્તનાદઃ
ભીડાતી કે ઉઘડતી, ને ખડખડતી,
પ્રારબ્ધની ભોગળોના વજ્રઘોર.
બાકી તો વિરાજે છે મહાવરેણ્ય,
પ્રકાશ સરિખડા, પરમાનન્દ જ
પરબ્રહ્મની આ બ્રહ્માંડકુંજે:
એક જ અનસ્ત અખંડાનન્દ.

(મોરલી વગાડે છે, મોરને નચાવે છે, નીરને ઝકોળે છે. કુદરતની મહાભરતી ડોલી રહે છે ને એ ભરતીના મહામોજ ઉપર પ્રેમકુંજવાસીઓના આત્માઓ ડોલે છે.)

બોલો, બોલો સહુ સન્તો!
પરમ્ પ્રભુના પરમાનન્દનું ગીત,
અખંડાનન્દનું ગજવો એ એકતાન.
વિરાજો સદાનન્દની છોળ ઉપર,
ને મ્હાલો એમ મનમોજીલા સન્તો
પરબ્રહ્મના મહાસાગરમાં.
આજે છે રસલોકનું એસતું વર્ષ,

આજે છે વૃન્દાવનનો જન્મમહોત્સવ.
આજે સારૂં જગત સુન્દર લાગે છે.
બોલો સહુ પ્રેમનાં સન્તન ! બોલોઃ

यच्च दुःखं यशोदाया, नंदादीनां च गोकुले,
गोपिकानां तु यद्दुःखं, तद्दुःखं स्यान्मम क्वचित्.
गोकुले गोपिकानाञ्च, सर्वेषां व्रजवासिनां
यत्सुखं समभूत्तन्मे भगवान्किं विधास्यति ?
उद्धवागमने जात उत्सवः सुमहान् यथा,
वृन्दावने गोकुले वा, तथा मे मनसि क्वचित्.

( રસેશ ગવરાવે છે, ને સહુ પરમાનન્દનું ગીત ગાય છે. )

અહો! આથમે આળપંપાળ, અંગોઅંગ ફોરાં ફૂટે:
આઘે–આઘે અનન્તની પાળ પ્રભુની પ્રભા ઉમટે.
જો સકોરાયે વિશ્વકોર, કંઈ કોટિકિરણ સવિતા પ્રગટે:
કંઇ તિમિર હસે, કંઇ જગ વિલસે:
જો ! સાગરગભીરા ગગનતટે.
હ્હણે ક્ષિતિજનું પોપચું, ભાઇ! ધીમે રહી જો! ઉઘડે:
જોને! બ્રહ્માંડની કીકી માંહી અમીનું કિરણ ર્‌હડે.
ઓ! ફૂટે ગેબની ગુહા, માંહી જો ! નૂરપૂર ઉછળે, વ્હાલાં!
કંઇ અજબ રસે, આ દિલ હુલસે,
જો ! પરબ્રહ્મનાં અજવાળાં.
અહો ! આથમે જગઅન્ધકાર, આનંદફૂવારા ફૂટે:
આઘે–આઘે બ્રહ્માંડની પાર બ્રહ્માનન્દ જો! પ્રગટે:
આઘે–આઘે, ને આત્મા મોઝાર પરમાનન્દ જો! ઉલટે.

(સુજનસાયુજ્યનાં મોજાંઓમાં સહુ ડોલે છે.)

( એકલી–એકલડી, ખડખડાટ હસતી, દેવબા પ્રેમોરિયા વાણીથી આવી તારાઓની કેડીએ ર્‌હડે છે: ર્‌હડતા ર્‌હડતાં પ્રભાકરને પૂજે છે.)

---

## પ્રવેશ ૧ લો:

### પ્રેમમન્દિર

(જમના મધ્યાહ્નને પ્રેમમન્દિરના પુણ્યચોકમાં બાળકો રમતાં હોય છે. મન્દિરની અગાસીના કાંગરા ઉપર સારસદંપતી આવી બેસી વનકુંજેમાં ઊડી જાય છે. બીજા પહોરના સમય થતાં સૂર્યતેજની વધતી જતી ઉષ્મા વનચોક ભરી ઉભરાય છે.)

**એક બાલિકા:** કહું છું કે આજે મધ્યાહ્નને
પ્રેમમન્દિરના કુંકુમદ્વાર ઉઘડશે.

**એક બાલક:** કોણ કહે છે એવું? બોલ.

**બાલિકા:** લોક કહે છે: કાન હોય તો સાંભળ.

**બાલક:** શું સાંભળું? કોણ બોલ્યું?
લોક? લોક એટલે કોઈ નહીં.

**બાલિકા:** ભૂલે છે, તું સહુ ભૂલે છે:
લોકવાણી એટલે તો દેવવાણી,
પ્રજાબોલ એટલે તો પ્રભુબોલ.

**બાલક:** ત્ય્હારે તો હવે જોઈશું:
દેવવાણી થઈ છે ને કે
મધ્યાહ્નને ઉઘડશે પ્રેમમન્દિરનાં દ્વાર!
લેતી જજે: આજે તો ઉઘડશે ત્ય્હારે!
(લોકાનું એક ટોળું આવે છે)

**બાલિકા:** પવનની લહરે લહર બોલે છે.
સાંભળ, એ જ ભાખે છે
આ સારસહાંના યે કલબોલ.
પ્રેમકુંજમાંથી પધારી પધારી

પ્રેમમન્દિરની પ્રદક્ષિણા કરે છે
પ્રેમઆરતીનાં દર્શનને કાજ,
ને પરવરે છે પાછાં પ્રેમકુંજમાં.

**કુંજોમાંથી આવેલ લોકસંઘનો**

**મ્હોડવી:** કંઇ છે આજે તો મ્હેરોડિયે
ભૂત નીકળ્યું પ્રેમમન્દિરમાંથી.
પ્રેમોરિયાનાં પાતાળનીરમાં ન્હાઇ
પ્રેમમન્દિરમાં પાછું પેઠું.

**બાલિક:** ઉદ્ધાર થયો એ ભૂતનો યે
આજે સહુ ભૂતોના ઉદ્ધાર થશે.

**બાલક:** પણ કહે છે કોણ,
એ તો કહો કોઇ?
પ્રેમકુંજની શું મુંગા બોલી?

**બાલિકા:** દેવબા યે બોલશે દેવના બોલ.
રસેશના રસયજ્ઞમાં ગઇ કાલે
પૂર્ણાહુતીના આરતી ઉચ્ચારતી હતી.
(લોકોનું બીજુ ટોળુ આવે છે.)

**બીજા લોક સંઘનો**

**મ્હોડવી:** દીઠાં? કંઇ છે કે
ઉડી ગયેલાં સારસડાં આવ્યાં.

**બાલિકા:** એં! આવશે એમ બધ્ધું યે ગયેલું.
સારૂં કદી ખોવાતું નથી—હમ્મેશનું.
અજબ છે સ્હવાર જ આજનું.
વાયુ અદ્ભુત વાતો લાવે છે.

**મ્હોડવી:** કાલે યજ્ઞપૂર્ણાહુતિમાંથી
જ્યોતિઃસત્ત્વ પ્રગટ્યું,
ને પ્રેમકુંજમાં પરવર્યું,
ત્ય્હારથી ઉજાસ જ અનેરો છે
પરમ પ્રેમધામ પ્રેમોરિયાંના.

**બાલિકા:** હૈયાં ઉઘાડો ને સત્કારો,
નયણાંની દેવપ્યાલીઓ
ભરી ભરીને પીઓ એ પ્રેમામૃત.

(પ્રેમોરિયાની કુંજમા લોકસંઘની ભરતી ઉભરાવા માડે છે. વીનવણાં ગાતી ગાતી સોહાગ આવે છે.)

**સોહાગ:** પ્રભો ! પાય લાગું, ત્હારાં બાર ઉઘાડ.
બાર ઉઘાડ, ત્હારાં બાર ઉઘાડ;
બાર ઉઘાડઃ
પ્રભો ! પાય લાગું, ત્હારાં બાર ઉઘાડ.
પાલવ ઢાળું, પ્રાણ ઓવારૂં;
ગેબથી પધારી ત્હારાં બાર ઉઘાડઃ
પ્રભો ! પાય લાગું, ત્હારાં બાર ઉઘાડ.

**લોકસંઘ:** જય આશાપૂરીની પૂજારણુંના !

(આશાપૂરીને આરસઓટલે ચ્હડીને ટહેલતી ટહેલતી એ આશારતી સમાપ્તે છે.)

**સોહાગ:** દિવસો દોહલ વીતિયા,
મુખઝંખવતા માસ ;
વરસો વીત્યાં વિતકનાં :
આશા થાય નિરાશ.
બાર ઉઘાડ :
પ્રભો ! પાય લાગું, ત્હારાં બાર ઉઘાડ.

( મન્દિરદ્વારને કુંકુમછાંટણે પૂજે છે, ને કેસરી અક્ષતે વધાવે છે. લોકસંઘને આતુરતા ને ઉત્કંઠાના ભાવ ચ્હડે છે. કુમાર ને કુમારી આવે છે. )

**કુમારી** : પણ બોલ્યું કોણ ? એ તો કહે.
' લોક કહે છે ' એ શબ્દો તો છે
ગપનો ને નિન્દાનો ઉપોદ્ઘાત.

**કુમાર** : સંઘવેણ એટલે સાચના પરમાણ :
આંખ હોય તે ઉકેલે,
કાન હોય તે સાંભળે.

( લોકસંઘ હસે છે, રાજકુમારી ભોંઠી પડે છે. )

**સોહાગ** : ( કુમાર તથા કુમારીને આશાપૂરીનો કુંકુમચન્દ્ર કરીને )
કાલે હતી રસેશના યજ્ઞની પૂર્ણાહુતિ,
આજે છે એ પૂર્ણાહુતિનાં પારણાં.
રસેશની યજ્ઞભસ્મમાંથી અવતરશે
પ્રેમકુંજે પ્રેમપૂજાનો પુનરુદ્ધાર.

**બાલિકા** : આજે વીરેન્દ્ર હોત તો ?

( લોકસંઘના સાગરના કિનારા સૂધી એ બોલલહરી ઉછળતી-ઝીલાતી જાય છે : ' આજે વીરેન્દ્ર હોત તો ! ' વીરેન્દ્રના નામોચ્ચારણથી ઘટાઓ ભરાઈ જાય છે. પરમ ઉત્સાહિની એવે રસેશની બંસી બોલે છે. )

**બાલક** : કય્હાંથી બોલી એ બંસી !

**બાલિકા** : ત્હને કય્હાં કાંઈ દેખાય જ છે ?
કોયલ બોલે છે ત્ય્હાંથી.

**બાલક** : વારે વારે મ્હાત કરીશને,
તો તો—
તું યે એવી છે :
દેખાતી નથી ને બોલે છે,

કોઇક કોઇક વાર, કંઈક કંઇક,
મ્હારા કાનના પડદાઓમાં.
—પણ તું સાચ્ચી છે, હો !

**મ્હોડવી :** રસેશની રસબંસી બોલી,
ભેદાઈ પ્રેમકુંજની ઘેરી ઘટાઓ,
ને સળક્યાં પ્રેમોરિયાનાં યે નીર.
જૂવો, પ્રેમોરિયાની વચ્ચે
ને અશ્વત્થને સિંહાસન, ઉચ્ચે :
એ બેઠો પ્રેમકુંજનો રસજોગી.

[ કુંજોમાથી આવી સારસજોડલુ પ્રેમોરિયાને ઘાટ ઉતરે છે પ્રેમોરિયાનાં જલ પી, પ્રેમમન્દિરની પ્રદક્ષિણા ફરી, કુંજોમાં ઉડી જતું તેમ ન કરતાં, પ્રેમમન્દિરને શિખરે વિરાજે છે. લોકકુતૂહલને ઉભરો ચડ્યુ છે.]

**બીજો**

**મ્હોડવી :** જૂવો, ઉડી ગયેલાં સારસડાં યે
પધાર્યાં પાછાં પ્રેમકુંજે.

**બાલિકા :** પડછાયા છે ઓછામાં ઓછા,
ને પ્રકાશ છે, વધારેમાં વધારે

**બાલક :** માથે વિરાજે છે મધ્યાહ્નનો સૂર્ય.
ને તું સાચ્ચી તો છે, હો !

(આશાપૂરીના મન્દિરમાં મધ્યાહ્નનો દુંદુભીડંકો વાગે છે, સોહાગ શંખનાદ ગજાવે છે, રસેશ અશ્વત્થઘાટેથી બંસી પૂરે છે. લોકસંઘમાંથી ઝાલરો ઝાંઝો ભેરી પખવાજો ડફ ખંજરીનો આકાશવિદારતો મહાઘોષ થાય છે. પ્રેમકુંજને ચોરેથી ટંકારખાનું બાજે છે.)

**સોહાગ :** [પ્રેમમન્દિરને બારણે મન માંડી આવી]
ધીરા, જરા ધીરા;
ઓ અધીરા લોકસંઘ ! ધીરા.

સૂનાસના પ્રેમમન્દિરમાંથી
ગુંજે છે ઘંટારવનો ઘોર.

(મહાઘોષ પડી જાય છે, આભનાં ઊંડાણ સમી નીરવ શાન્તિ તત્ક્ષણ પથરાય છે; પ્રેમમન્દિરમાંથી ઘટડીનો મંજુલ કલરવ માત્ર બોલે છે. પળેક પછી, વાદળીઓ બે સંકેલાય એમ ધીમેરાથી, પ્રેમમન્દિરનાં બન્ને દ્વાર સંકેલાય છે, ને શ્વેત જટાધારી પુરાણા જોગન્દર બારણાં વચ્ચે આવી ઉભે છે. પાંખો ફડફડાવતાં સારસડાં શિખરેથી ઉતરી દ્વારટોડલે વિરાજે છે.)

**લોકસંઘ :** (ક્ષણેકની આશ્ચર્ય મૂર્છામાંથી જાગીને)

જય પ્રેમમન્દિરના જોગેન્દરનો !

( ડોલતું ડોલતું મેઘશિખર કો આવે એમ ધીરગમ્ભીર પગલે જોગન્દર આરસઓટલે પધારે છે, ઓટલાને આરે ઉભે છે. )

**જોગન્દરઃ** ( મેઘગર્જના સમોવડ ઘેરે નાદે )

જય પ્રેમકુંજના મહાસન્તોનો !
જય પ્રેમોરિયાના રસેશ્વરનો !
જય પ્રેમમન્દિરની પ્રેમપૂજાનો !

**સોહાગ :** જય પ્રેમકુંજના જોગન્દરનો,
કે બારે વર્ષે યે બારણાં ઉઘડયાં.

( કુમાર ને કુમારી જોગન્દરને વન્દન વન્દે છે, જોગન્દર ત્હેમને લોકસંઘનાં દર્શન દાખવે છે.)

**જોગન્દર :** કલ્યાણ થાવ, રાજવત્સો !
રાજવીને તો લોકસંઘનાં દર્શન ઘટે.

**મ્હોડવી :** શો જટાધારી અબધુત !
એ પ્રેમજોગના જોગેશર !
ભાખો એ પ્રેમદેવની કથા હવે,
બોલો એ પ્રેમપૂજાના બોલ.

(જોગન્દર બોલતા નથી. લોકસંઘને ઉર્ધ્વબાહુ આશીર્વાદ દેવા પ્રેમકુંજ, પ્રેમોરિયુ, ને અશ્વત્થસિંહાસનારૂઢ રસેશને વારા ફરતી નિહાળે છે. લોકસંઘને નિરખે છે, સોહાગને દૃષ્ટિભાલાથી વીંધે છે. બરેલી પ્રેમકુંજમાં યે કાંઈક ભૂલપ લાગે છે. જાગૃતમૂર્છામાં હોય ત્હેવા જોગન્દર ઉભા છે.)

**સોહાગ :** ઉચ્ચારો એ પ્રેમપૂજાના મહામન્ત્રો.
જોગન્દર ! જાગો અને જગાડો.

**જોગન્દર :** ( આયુષ્યશ્વેત મહાજટા ડોલાવતા ડોલાવતા )
પ્રેમમન્ત્રો તો છે, ઓ મહાસાધ્વી !
પ્રેમકુંજોના જેટલા જગજજૂના.
વેદસંહિતા અજાણી હશે ઘણાયને,
પણ પ્રેમસંહિતા અજાણી નથી
મનુવંશના કોઇ યે વંશજથી.
ક્ય્હાં છે પ્રેમમન્દિરની પૂજારણ ?
ઃયો આ રાધિકાજીની રસચુંદડી:
જાણે તારકરત્નમાળે જડેલો
વ્યોમખંડ ઉતાર્યો અવનીમાં.
ઃયો: કોણ સાચવશો ને સંરક્ષશો ?
ક્ય્હાં છે પ્રેમકુંજની એ ગોપિકા ?

(કુંજ ભરી એ પ્રશ્નઘોષણા ગાજે છે: લોકસાગર મહાશાન્તિ શો નીરવ થંભે છે.)

**કુમારી:** કાલે મહાયજ્ઞમાં દેવવાણી સાંભળી.
સ્વીકારશો ? મંગાવી રાખ્યો છે
રાજભંડારમાંનો ચન્દ્રચન્દ્રનો મુગટ;
સોનાનો ને હીરલે જડેલો.

**જોગન્દર:** જગતના રસનાયકનો એ મુગટ.
લાવો: સાચ્ચો હશે તો

૮૦, અં. ૩, પ્ર. ૧

## પ્રેમદીવડો પ્રગટશે પ્રેમમન્દિરે

(મુગટ લઈ મનોહર પ્રેમમન્દિરમાં જાય છે. ઘડીક પછી પાછા આવી મુગટ પાછા વાળતાં)

અરેરે ! હજી યે તો પ્રેમમન્દિરે.
નથી પ્રગટતો પ્રેમદીવડો,
જાગતી નથી એ અખંડ જ્યોત.
(દિશદિશમાં નિહાળી નિરાશ થઈને)
ક્યો, સંઘરી રાખો, સાચવજો,
રસચુંદડી આ રાધિકાજીની;
મુગટ કાજે જઈશ બીજાં બાર વર્ષો
ભારતની ભરચક રસકુંજોમાં.
ક્યો સત્કારો, ને સાચવજો.

(કોઈ આગળ આવતું નથી. દિશદિશમાં શોધતો ગાજી ઊઠે છે.)

ક્યહાં છે પ્રેમમન્દિરની એ પુજારણ,
કે પ્રેમપૂજાપો જાગવે ને જતન કરે ?

(કુંકુમકેસરથાળમાં કૃષ્ણચન્દ્રનો પ્રેમમુગટ લઈને પ્રેમકુંજમાંથી કુંજ-વિભૂતિએ વિભૂષિત રતન આવે છે. લોકસંઘ રતનને માર્ગ આપે છે)

**રતન :** અહો ! પ્રેમના પરિમલે પ્રકાશતું
રે ! મ્હારૂં ચંપાનું ફુલ. ધ્રુવ.

કેસરપીળેલ. કુંકુમકંકોળેલ.
આંખડલી શું અમૂલ :
અધરામૃત સમું અમૃને ભરેલું,
ભમરા ! એ કાં ભૂલ ?
રે ! મ્હારૂં ચંપાનું ફુલ.

વદનકટોરી શું વિલાસતું
રે ! મ્હારૂં ચંપાનું ફૂલ :
અહો ! હ્રદયકટોરી શું વિલાસતું
રે ! મ્હારૂં ચંપાનું ફૂલ.

(ગાતી ગાતી રતન પ્રેમમન્દિરને આરસઓટલે ચ્હડી જોગન્દરને ફૂલડે વધાવી પ્રેમમુગટ જોગન્દરની ચરણવન્દનામાં ધરે છે.)

અવધૂત ! આ પ્રેમમુગટ.

**જોગન્દર :** વૃન્દાવનચન્દ્રનો એ જ કિરીટ.
મોરપીંછડે સજેલો,
વૈજયન્તી માળામાં વીંટળાયેલો:
કેસરછાંટયો, કુંકુમે કંકોળેલ:
એ જ જગન્નાયકનો પ્રેમમુગટ.
અન્તર સાક્ષી પૂરે છે: એ જ.

(પ્રેમકુંજના પુષ્પપલ્લવની છાબ ઉપર સન્યસ્તરંગી ભગવા ઉપરણાને તખ્તે રાધિકાજીની રસચુંદડી પાથરી ઉપર કૃષ્ણચન્દ્રનો મુગટ પધરાવે છે. પુષ્પચન્દન ચ્હડાવે છે; ધૂપથી, મન્ત્રોથી, આવાહનથી, જ્યોતિઅંજલિઓથી પરિશુધ્ધે છે. બન્નેની રજ લઇ આંખે લલાટે શીર્ષે ચ્હડાવે છે. સાષ્ટાંગ દંડવત્ કરી ડાબા કરમાં કેસરકુકુમનો થાળ ને જમણા કરમાં પુષ્પપલ્લવનો થાળ ધરી લોકસંઘને)

**જોગન્દર :** બોલો શ્રી પ્રેમજ્યોતિનો જય !

**લોકસંઘ :** શ્રી પ્રેમજ્યોતિનો જય !

(જોગન્દર દ્વારમાં પ્રવેશે છે કે તત્ક્ષણ પ્રેમમન્દિરમાં પ્રેમદીવડો પ્રગટે છે, મન્દિર ફરતી વીજળીની વેલો રમી રહે છે. પરમ પ્રેમાનન્દની બંસી વાતો રસેરસ પધારે છે.)

**રસેશ:** ઓ ! ઊગી સૂ'જની સહસ્ર પાંખડી:

ઓ ! ઉઘડી પ્રભુની રસઆંખડી:

ઓ ! ઊગી સૂરજની સહસ્ર પાંખડી.

બોલો શ્રી પ્રેમજોગીનો જય !

બોલો શ્રી પ્રેમપૂજાનો જય !

(ઊર્ધ્વ હસ્તે આશીર્વાદ દેતો, જટાકન્થાના જોગન્દરવેશવિહોણો, યૌવનછલકાતો એક યુવાન પ્રેમમન્દિરમાંથી બહાર પધારે છે.)

**લોકસંઘ:** શ્રી પ્રેમપૂજાનો જય !

**રતન :** (યુવાનને નિરખી ચમકીને)

આ તો મ્હારો બાલાપણનો બેલી,

બાર–બાર વર્ષોનો પ્રેમજોગી,

પ્રેમકુંજનો મહાઅવધૂત વીરેન્દ્ર.

**લોકસંઘ:** (આકાશઓળંગતો પડઘો પાડે છે.)

પ્રેમકુંજનો મહાઅવધૂત વીરેન્દ્ર.

(રતન જઈ ત્હેને ડાબે સ્કન્ધે લટકે છે. વીરેન્દ્ર રતનનો કેશકલાપ પંપાળે છે]

**રતન :** જોગન્દર ! જટાકન્થા ક્ય્હાં ?

**વીરેન્દ્ર:** જટાકન્થાના જોગન્દરવેશ તો

ધર્યા પ્રેમદીવડાના ચરણકમલમાં.

એ તો હતાં પન્થનાં પરિત્રાણ,

ને પ્રેમના બાપીનાં પરિધાન.

**રતન:** પૂજીશું 'મદીવડાની સંગાથે

જોગન્દરની યે એ જોગકન્થા.

જોગ વિના પ્રેમ ન સોહે.

**વીરેન્દ્ર:** પ્રેમદીવડો પ્રગટ્યો તો
પ્રેમમન્દિરની આરતી યે લાધશે હવે.
નહીં લાધે તો ધારીશું વળી એકદા
પ્રેમજોગીના એ પ્રેમઅંચળા.

**સોહાગ:** બારે વર્ષે જોગન્દર પધાર્યા,
ચાલો પૂજીયે પ્રેમજોગીને વનપૂજાએ.

(હસતી વન્દન વન્દે છે કુંકુમચન્દ્રક કરે છે, વનમાળા ધરાવે છે.)

**વીરેન્દ્ર :** ત્હેં તો ન ઓળખ્યોને જોગન્દરને ?

**લોકસંઘ :** જય પ્રેમકુંજના જોગન્દરનો.

**વીરેન્દ્ર :** ઘડીક તો મ્હેં યે ન ઓળખ્યું
પ્રેમમન્દિર સોને ને રૂપે મઢેલું.
કણ્વ ઋષિના બ્રહ્માશ્રમમાં
શકુન્તલા ક્યહાંથી લાવત
આવું સોનારૂપાનું પ્રેમમન્દિર ?

**સોહાગ:** આટલાં વર્ષો છાયામન્દિર હતું એ.

**રસેશ:** હવે કકોળાશે કારમાક રસકુંકુમે
સોનારૂપાનાં કમાડ પણ પાછાં.
જોગન્દર પધાર્યાને પ્રેમકુંજે.

**રતન:** (રસેશને)
પ્રેમકુંજનો મ્હારો અવધૂત આ જોગન્દર.
(વીરેન્દ્રને)
પ્રેમોરિયાની આ પ્રેરણા ને કવિતા.

(વીરેન્દ્ર રસેશને શીર ઝૂકાવી નમે છે રસેશ રત્નઅંસી વીરેન્દ્રના શીર ફરતી ત્રણ વાર ફેરવી–ઓવારી અલાબલા છટકારી નાંખે છે.)

**રતન:** (વીરેન્દ્રને)
પણ પ્રેમમન્દિરની આરતી ક્ય્હાં ?

**વીરેન્દ્ર** : રસેશના હૈયામાં છે અસલથી એ.
રસેશની કીકીઓમાં નિરખો,
સોહાગના સૌભાગ્યલલાટે નિરખો,
રતનના અંગઅંગમાં નિરખો:
ત્ય્હાં અખંડ વિરાજે છે
પ્રેમમન્દિરની પ્રેમારતી.

(પ્રેમોરિયાના બાંયશગાંથી પધારતી આધે દેવબા દેખાય છે. કિરણો-સ્ફુરતી ત્હેના મુખમંડલની પ્રભા આજે ઓર છે.)

**લોકસંઘ:** મુંગી, મુંગી; પ્રેમોરિયાની મુંગી.

(હસતી દેવબા આજે દેવહાસે હસે છે, પ્રેમમન્દિરનાં પગથિયાં બાલકને પગલે મ્હડે છે, ને પહેલા વીરેન્દ્રના ને પછી લોકસંઘના દુઃખડાં લે છે.)

**દેવબા:** પધાર્યો મ્હારો મુખીજાયો વીર.
એવા વીરેન્દ્ર જ જોગન્દર હોય.
કલ્યાણ હો સદા પ્રેમકુંજવાસીઓનું.
(લોકસંઘ આશ્ચર્યચકિત થઇ લજવાય છે.)

**વીરેન્દ્ર:** (પ્રેમવન્દનામાં માથું ઢાળતો)
માતા ! ત્હમારો પુત્ર છું.
સારૂં જગત પ્રેમકુંજનું છે વાસી.
દેવબા ! ત્હમને નિરખી માતા સાંભરે છે,
ખડાં થાય છે સહુ જૂનાં સ્વપ્નાં;
પ્રેમકુંજના પુરાણા વૈભવ ને જાહોજલાલી,
પ્રેમમન્દિરના ઉજમાળા ઓટલા ને શિખર.

(વીરેન્દ્રને દેવબા હૈયામાં સમાસ દે છે, ને મસ્તકે આશીર્વાદનું એક વાત્સલ્યચુમ્બન અર્પે છે.)

**કુમાર:** ( કુમારીને)

**મૂકં करोति वाचालम्**ની
ઓ તો જગત્ચમત્કારિક વાર્તા.

**મ્હોડવી:** આ ત્હમારૂં વાણીનું તપ !
પજવ્યાં, પીડવ્યાં, અપમાન્યાં, તરછોડયાં,
પણ જીભનું ટેરવું યે ન હાલ્યું
વીસ–વીસ વર્ષોની અવધ સૂધી.
કંઈ કંઇ લાધ્યાં હશે કારમાં
મુંગીને સંસારનાં મુંગાં સ્વપ્નાં.

**રસેશ:** ઉપનિષદ કહે છે કે વિરામે છે
બ્રહ્મર્ષિની યે વાણી બ્રહ્મદર્શને.

**દેવબા:** આજે છોડયું છે, વીરેન્દ્ર !
વીસ–વીસ વર્ષોનું મ્હારૂં મુનિવ્રત.
આઘેથી ત્હારા ઓળાને નિરખી–ઓળખી
પ્રભાતે સૂર્યપૂજા કરી.
પછી પેટ ભરી પારણાં કીધાં
વીસ–વીસ વર્ષોનાં એકાન્તરનાં.
સૌભાગ્યનો અત્યહારે તપે છે મધ્યાહ્‌ન.
મ્હારાં–ને પ્રેમકુંજનાં ય તે—
પ્રાયશ્ચિત્ત આજે પૂરાં થયાં.
ગુપ્ત ભંડારો યે હવે ઉઘડશે
મનુહૈયાનાં ને પ્રેમકુંજનાં હૈયાનાં.

(એવં પહેલી બાલિકા ને પહેલો બાલક પ્રેમોરિયા ભણીથી એક આરતી લઇને દોડતા દોડતા આવે છે લોકસંઘને સીમાડેથી આદિમાં લોકવાણીનો સત્કાર સ્ફુરે છે પછી ધીરે ધીરે ઘોઘાટ, ને પછી સમસ્ત લોકસંઘની મહાગર્જના, અચાનકના કો મેઘકાટકા સમી ગાજે છે કે)

**લોકસંઘ**: પધારી, આરતી પધારી.
પ્રેમમન્દિરની આરતી પધારી,
પ્રેમપૂજાની આરતી પધારી.

(આરતી લાવી બાલકબાલિકા પ્રેમમન્દિરના ઉમ્બરપગથારે ધરે છે )

**દેવબા**: જય પ્રેમકુંજનો !
જય પ્રેમસન્તનો !
જય પ્રેમદેવનો !

**લોકસંઘ**: જય પ્રેમદેવનો !

**દેવબા**: વીરેન્દ્ર ! તું ભમતો વનવનમાં,
પણ ઓછી અધૂરી ન હતી
રસેશ્વરીની યે તપશ્ચર્યા અંહી.

**વીરેન્દ્ર**: રસેશ્વર તો નીરન્તરના તપસ્વી હોય.

**સોહાગ**: ને રતનનાં તપોધને શાં ઓછાં છે ?
રોજરોજ આવી વિરાજતી,
પડતી સન્ધ્યાએ ને સન્ધ્યાએ,
પ્રેમમન્દિરને આરસઓટલે,
ને દિશાઓની ગુફાઓમાં
ઊંડી-ઊંડેરી આંખડી પરોવી
વાટ જોતી વીરેન્દ્ર ! સદા ત્હારી.
ભવવનમાં ભૂલી પડેલ જાણે ભામા,
જીવનધન ખોયેલ જાણે કો જોગણ.

**દેવબા :** આવ, રતન ! આવ.

આવ્યો ત્હારો વીરેન્દ્ર આજે.

દેવ પ્રગટ્યા, ને આરતી યે આવી.

(રતન આવી વીરેન્દ્રને વીરસ્કન્ધે. લટકતી વૈજયન્તી પ્રેમમાળા શી, લટકે છે લોકસંઘમાંથી સહિયરો 'બાર–બાર વર્ષના અબોલડા'નું ગીત ગાય છે.)

**સહિયરો:** ( ઢોલક વગાડનારી સાહેલડીની આસપાસ ઘૂમતી ને નિજ પગ ઉપરે અંગફૂદડી ફરતી, તાળી આપતી ને લેતી)

બાર–બાર વર્ષના અબોલડા રે !
વ્હાલાંના બોલો બોલાય :
આજ વ્હાલાંના બોલો બોલાય :
ભાગ્યા અબોલડા રે !

બાર બાર વર્ષના અબોલડા રે !
આંખોમાં આંખો ઢોળાય :
આજ આંખોમાં આંખો ઢોળાય !
ભાગ્યા અબોલડા રે !

બાર–બાર વર્ષના અબોલડા રે !
હૈયાંમાં હૈયાં સમાય :
આજ હૈયાંમાં હૈયાં સમાય :
ભાગ્યા અબોલડા રે !

**દેવબા :** પ્રેમોત્સવ ઉજવો, પ્રેમદેવનાં સન્તાનો !

**લોકસંઘ:** પ્રેમોત્સવ ઉજવો, પ્રેમોત્સવ ઉજવો.

**રતન:** ઉજવાશે એ વિસારાયેલો ઉત્સવ
જમાનો વીત્યે આજ સન્ધ્યાએ.
ત્હાંઝે પધારજો, પ્રેમોરિયાનાં સન્તજનો!
નવો યુગ ઉગ્યો આજે પ્રેમકુંજમાં.
આજથી બેઠો પ્રેમસંવત્સર.

(લોકસંઘની ભરતી પ્રેમમન્દિરનાં દર્શને ઉભરાય છે. સોહાગ સહુને પ્રેમમન્દિરનાં કુંકુમછાંટણાં છાંટે છે, ને ગવરાવે છે પ્રેમાનન્દનું ગીત)

**સોહાગ:** પ્રેમાનન્દજ્યોત જાગી આજ પ્રેમમન્દિરે:
પુણ્યનાં પ્રારબ્ધ નેને દેવના દીવા કરે:
પ્રેમાનન્દજ્યોત જાગી આજ પ્રેમમન્દિરે.
શુભના સન્દેશ વાયા, આવ્યા પ્રેમજોગીરાયા:
અમૃતની ભરતી દિલની ઉર્મિઉર્મિએ તરે:
પ્રેમાનન્દજ્યોત જાગી આજ પ્રેમમન્દિરે.
ગેબગેબમાંથી ગુંજે પડઘા આ પ્રેમકુંજે:
પ્રેમદેવની ઘૂમે છે આરતી ઉરે ઉરે:
પ્રેમાનન્દજ્યોત જાગી આજ પ્રેમમન્દિરે.

(ગાતાં ગાતાં સોહાગ પ્રેમાનન્દની મસ્તીમાં આવી મીરાંબાઇ નાચતાં એવા ધીરગમ્ભીર પ્રેમનૃત્યે ચ્હડે છે.)

✤

## પ્રવેશ ૨ જોઃ

### પ્રેમોત્સવ

(ઉજ્જ્વળી સન્ધ્યાનો સન્ધિકા ખીલી ઉઠી છે. કુંજોમાં આજે વર્ષોનું પર્વ છે, પ્રેમકુંજમાં આજે પ્રેમોત્સવ છે. પુરાણ વડમાળા સમીપના આંબાવાડિયામાં પ્રેમમન્દિરના પગથાર ઉપર ત્રણ હિન્ડોળા ઝૂલે છેઃ મન્દિરદ્વારમાં ફૂલહિન્ડોલો છે, જમણે પડખે આમ્રમંજરીનો હિન્ડોલો છે, ડાબે પડખે આસોપાલવનો હિન્ડોલો છે. પ્રેમમન્દિરના આરસઓટલાના પગથિયાની એક કોરે સોહાગ ને બીજી કોરે રતન ઉભીને પ્રેમપૂજાના આમન્ત્રણને ગીતે સૌને પ્રેમમન્દિરે ન્હોતરે છે.)

**રતન**
**સોહાગઃ** અમ કુંજ આજ પ્રેમનાં પર્વ,
ઉત્સવે પધારજો, રસદેવ ! ધ્રુવ.

રસઉત્સવિયાં ઉત્સવ કરીશું,
પ્રેમદેવનાં પૂજન કરીશું;
અમારે ઉરઉર આજ વસન્ત,
સન્તજન ! વધાવજો રસદેવઃ

ઘરેઘર આજ પ્રેમનાં પર્વ,
ઉત્સવે પધારજો, રસદેવ !

**કુમાર** :(સોહાગ કને જઇ વન્દન વન્દી)
આમન્ત્રો છો પ્રેમપૂજાને કાજ
જગતનાં રસઉત્સવિયાંને, સોહાગ !
પ્રેમપૂજારીની પ્રેમવન્દના છે.

આ આશાપુરીની પૂજારણ !
આશા પૂરશોને મ્હારી આજે ?
હૈયાંને રાજમહેલે બેઠાં છો:
પધારશોને પાટનગરને મ્હારે રાજમહેલ ?

**વીરેન્દ્ર:** સોહાગ લોકલક્ષ્મી છે,

કુમાર રાજલક્ષ્મી છે:
રાજલક્ષ્મી લોકલક્ષ્મીને વરશે આજ.

**રસેશ:** લોકધર્મમૂર્તિના ને રાજધર્મમૂર્તિના
મહાયોગની આ તો ધન્ય ઘડી !
દેવસેવિકા ધરશે દેશસેવિકાના વાઘા.

**દેવબા:** પ્રેમમન્દિરની પૂજારણ તો
બનશે હવે પ્રજામન્દિરની પૂજારણ.

**સોહાગ:** પ્રેમોરિયાનાં જલનું સન્માર્જન કીધું
આજે સ્હાંજે મોરલાના મંડલમાં,
ત્ય્હારે જાણે મ્હને યે થયું હતું કે
પ્રેમનાં છાંટણાં મ્હને છંટાણાં.

**રતન:** મોરલાને નચાવતો'તો ત્ય્હાં નરમોરલો,
પ્રેમકુંજના આ રાજકુમાર.

**સોહાગ:** અણઅનુભવેલું ત્ય્હારે અનુભવ્યું.
જાણે કોક દ્વાર ઉઘડ્યું,
અગોચર, આયુષ્યકુંડું, ને અદ્દભુત;
ને મહીંથી દેવ પ્રગટ્યા.

આત્માની મેના ઉડીને
એ પોપટની આંબાડાળે બેઠી.
આપની પ્રેમમાળ, રાજકુમાર !
ગુરુજનોની આજ્ઞા, વીરેન્દ્ર !
આંખમાથે વધાવું છું મ્હારે.
આત્મનસિંહાસને પધરાવું છું
મ્હારા જીવના જીવનદેવને.

(પરસ્પરને પુષ્પમાળા પહેરાવે છે, કુંકુંમઅક્ષત કરે છે, સ્મિત કરતાં કરતાં કેસરછાંટણાં છાંટે છે.]

**કુમારી :** વીર ! ત્હેં અનહદની કીધી:
સંસ્કૃતિ ને પ્રકૃતિનાં લગ્ન કીધાં.
ભાભી ! પક્કાં છો હો !
ભાઇને આંખડલીથી વધાવો છો,
રાજમુગટને મસ્તકે વધાવો છો.

**વીરેન્દ્ર:** કુમારને કેસરછાંટણે છાંટો છો,
છાંટજો તેમ લોકસંઘને ય તે.

**સોહાગ :** (વીરછાં નયનતીર છોડતી)
હાજી, સ્હમજી હો ! જોગન્દરજી !
રતનની હારે હારે રહીશ,
આજ સૂધી રહી છું તેમ:
જગતના ધુત્તારા અવધૂત !

( સહુ હસે છે. વીરેન્દ્રને પડખે ઉભેલી રતન, લજ્જામણી શી, લજ્જાય ને સંકોચાય છે.)

**રસેશ:** ન વિસારશો પ્રેમોરિયાને,
કે પ્રેમકુંજમાંના પ્રેમોત્સવને.
વર્ષાવર્ષ તો પધારજો પ્રેમમન્દિરે
પ્રેમોત્સવનાં મનાતાં મ્હેરામણાં:
ત્હમારાં સ્નેહલગ્નની સ્નેહતિથિએ.

**કુમાર:** પ્રેમકુંજનાં જ પાડેલાં
પ્રેમવતીનાં નામ્હી પીશું નિત્યે;
તે જ સ્મરાવશે પ્રેમોરિયાની પ્રેમઘટાઓ.
ન ત્હો યે જો ભૂલ્યાં, તો
સ્મરાવી જશે તમ રસબંસી
જીવનયજ્ઞની કો પુણ્યક્ષણોએ
વિસારેલા પ્રેમપૂજાના પ્રેમમન્ત્રો.

**રતન:** પ્રેમપૂજાની પુનઃસ્થાપના કીધી

રસેશ ! પ્રેમકુંજના પ્રેમમન્દિરે:
પ્રેમપૂજામાં પગલાં ત્હમે નહીં માંડો ?
કોઇ નથી શું સૌન્દર્યકલિકા
સકલ જગતની પ્રેમકુંજોમાં,
જે હૈયાને સિંહાસને વિરાજે ?
આત્માને પ્રેમપરિમલે વધાવે ?

**સોહાગ:** પ્રેમોરિયાના ગરુડદેવ ! પધારો,
અમારી પ્રેમકુંજમાં પગલાં કરો.

**રસેશ:** રસેશ તો રસપૂજાનો છે ખાખી,
રસેશ તો સદાયનો છે વૈરાગી,

રસેશ તો જનમનો છે જોગી.

અમે તો યુગયુગ કેરા કુંવારા:
અમે તો રસપૂજાના પૂજારા:
 અમે તો યુગયુગ કેરા કુંવારા.

(ધૂનમાં આવી ગાય છે ને નાચે છે.)

**વીરેન્દ્ર:** કલાધરો તો હોય નિત્યકુંવારા:
એમના કલ્પનાભોગ સદાના ભૂખ્યા.
જન્મથી વરેલા છે કલાકન્યકાને.
નથી અવતરી દીઠી માત
કે જે જન્માવે જગત્ કુંજોમાં
એમની કલ્પેલી સૌન્દર્યલક્ષ્મીઓને.
લૌકિક સૌન્દર્ય એમને છે અધૂરાં,
અલૌકિકનાં છે અવનીવાસીઓને
આશા સ્વપ્નાં ને અભિલાષ.
સૂનાં-સૂનાં છે એમને કાજ
સુન્દરતાનાં સકલ વનોપવન.
પૃથ્વીપગથારે તો વણપૂર્યા જ રહે છે
અદ્દ્ભુતતાના એમના ઉરકોડ.
રસનાં દર્શન કે ઝાંખી
એમને આત્મમન્દિરે છે, જગમન્દિરે નથી.
જગતની રસતૃષા છીપાવે,
ત્હેમની જ વણછીપી રહે સદા
લોકલોકવિહારિણી પરમ રસભાવના.

(રસેશ રસબંસી છેડે છે, ધીરી ને મધુરી, વિરમતી વસન્તના આપેના કાકલબોલ શી કરુણ : દુનિયા ભીંજાય છે એની રસઝરમરમાં.)

રતન ! પ્રેમકુંજનાં રતન !
વીરેન્દ્રના જગતનાં રતન !
ઓઢો આ રાધિકાજીની રસચુંદડી,
ને ઓઢાડજો સંસારભરની રસિકાઓને.
(રતનને રસચુંદડી ઓઢાડે છે.)

**સોહાગ:** શું શું થાય છે ઉરમાં, રતન !
એ પ્રેમઓઢણી ઓઢયે ?

**રતન:** સહુને થાય છે. મ્હને તે થાય છે.
સાંભળ, કહું છું હો !
પ્રેમઓઢણી ઓઢયે થાય છે તે.
દિલમાં ગલીપચી થાય છે,
ઉરમાં ઉભરા ચ્હડી ફૂવારા ફૂટે છે.
આજે ઉગ્યો મ્હારા જીવનનો સૂર્યદેવ.
સાંભળું છું એ ભૂમિનો બંસીબોલ
કે જે સાંભળવા ઉત્સુક છે નિરન્તર
જગતનાં સર્વે નર અને નાર.

આજે બોલે છે મ્હારા હૈયાની કુંજમાં
મધુરી શી મોહનની વાંસલડી રે !
સરોવર હલકી હેલે ચ્હડયાં, અને
ગેબી સુણી મ્હેં એક વાતલડી રે ! ધ્રુ૦

એનો ઘેરો ટ્હૌકાર ઉડે વ્યોમમાં:
એનો પડઘો પડે દેવલોકમાં:

અં. ૩, પ્ર. ૨, ૯૫

યુગયુગની વસન્ત

ઉરઉરમાં સોહન્ત.

વહે ગીતડાં અનન્ત

રોમરોમમાં:

વાંસલડી હો ! ઊંડી હૈયાની કુંજમાં

અમૃતના ડંખ ત્હારા ડંખે જી રે:

એહ કુંજે કોઇ સ્નેહની સોહાગણ

પ્રીતમના પ્રેમમન્ત્ર ઝંખે જી રે:

આજે બોલે છે મ્હારા હૈયાની વિ.

(બાલક ને બાલિકા, ઉડતાં પંખી સમાં, કલ્લોલતાં આવે છે.)

**બાલિકા:** સારણુ ફૂટી–

**બાલક:** પ્રેમોરિયામાં સારણુ ફૂટી.

**દેવબા:** લોકહૈયામાં યે સારણુ ફૂટી છે.

–પણ બેટા ! આરતી શે લાધી ?

**બાલિકા:** એં ? કહું ? પીંપળા આગળ,

પાણી ઓસર્યાં છે ને ત્ય્હાં,

અમે દેવદેવ રમતાં'તાં, દેવદેવ.

**બાલક:** ને દેવને પધરાવવા પછી

ખણી પીપળાની બખોલ:

તો મંહીથી આરતી રગડી આવી.

**બાલિકા:** રગડીને પધારી મ્હારા ખોળામાં:

જાણે દેવ આવીને બેઠા.

**દેવબા:** કૌમારને જ ઉછંગે પ્રેમદેવ પધારે.

પરણેલાંને પરકાજે પ્રગટે
તે પ્રેમ નહીં, પણ મોહ કે કામ.
પાણીનાં ન્હડયાં પ્રીણ ઉતર્યે
ત્ય્હાં જ દીઠાં'તાં એ મુખીપગલાં
વીસ—વીસ વર્ષોનાં વાત ઉપર.
આજે ફૂલદોલનો ઉત્સવ છે,
પ્રેમોરિયું હલકી હેલે ન્હડયું છે;
આવો, પ્રેમોર્મિમાં હેલિયાં ખાઓ.
પ્રેમ એટલે આત્માનો સ્વયંભૂ ફૂવારો.

**સોહાગ:** રાજકુમાર ! પ્રજાના કુમાર છો,
મ્હારા પ્રેમવિશ્વના રાજરાજેન્દ્ર છો:
આ શ્રી કૃષ્ણચન્દ્રનો પ્રેમમુગટ:
નિષ્કામ કર્મયોગીનો રાજકિરીટ
સ્વિકારશો, ને શિરે ધરશો ?
ઝૂઝજો લોકસંગ્રહને કાજ,
પ્રભુના પુણ્યવિજયને માટે
સંસારના આ મહાકુરુક્ષેત્રમાં.
જયલક્ષ્મી ત્હમને વરશે

(કુમારને શ્રી કૃષ્ણચન્દ્રનો પ્રેમમુગટ ધરાવે છે)

**કુમાર:** (હસતાં હસતાં)
સૌન્દર્યસોહાગણ સોહાગને વર્યા પછી
મ્હારે નથી વરવું અન્ય કોને.
પ્રેમમન્દિરની આરતી યે
ઠીક જડી પ્રેમમુહૂર્તે.

**દેવબા:** દેવમુહૂર્તે આવી જ મળે છે

સાંભાગ્યના સર્વ કલ્યાણયોગ.
પ્રેમોરિયામાં જ હતી પ્રેમમન્દિરની આરતી.
રસેશ રોજ સિંહાસન માંડતો
એ અશ્વત્થની પલ્લવઘટાઓમાં,
પ્રેમારતીનાં પગથિયાંની ઉપર.
રોજ હું નિરખતી, ને હસતી, ને કહેતી
એ સ્થાપશે પ્રેમપૂજાની પુનઃસ્થાપના.
પ્રેમારતીની રખવાળીને કાજે જ
પડી રહેતી મ્હારી પર્ણકુટિમાં
પ્રેમોરિયાની ગુફાને તીર.

રતન : તેથી બોલતી ત્હારી બંસરી, રસેશ !
એવાં અનેરાં-અનેરાં પ્રેમગીત
સારી પ્રેમકુંજોને ભરી ભરીને:
પ્રેમારતીને દેવસિંહાસને વિરાજતો, તેથી.
સુણ્યું, જાણ્યું, સ્હમજાયું સહુ આજ.

રસેશ : આજે તો ઘણું-ઘણું સ્હમજાયું, રતન !
જીવનનો સન્દેશો આજે સ્હમજાયો ને ?
-પ્રેમવિક્રમ વીરેન્દ્રને પધારવે ?

દેવબા : મ્હને મુનિવ્રત દીધાં'તાં
મરતી રસિકાએ વીસ વર્ષોનાંઃ
દીધા હતા વીરેન્દ્રના શપથ.
કાલે પૂરી થઈ એ વ્રતઅવધિ.

**રસેશ**: ત્હેમાં અપાઇ હતી કાલની
યજ્ઞપૂર્ણાહુતિની અવધો.

**દેવબા**: મ્હારે યે કરવાનાં હતાં
મોંઘા પ્રેમસત્યનાં જતન.

**વીરેન્દ્ર**: ને આજે પધારી એ પ્રેમઆરતી.

**દેવબા**: ને આજે યે પધાર્યો
પ્રેમમન્દિરની એ પૂજારણનો દેવપુત્ર,
પ્રેમકુંજનો અવધૂત, પ્રેમજોગન્દર.

**વીરેન્દ્ર**: ના, પણ, દેવબા ! કહો હો !
શાં શાં હસતાં હતાં અન્તર્હાસ
નિરખીને અમ નિરર્થકતાનાં ફાંફાં ?
કે રડતાં'તાં આત્માનાં રુદન
સુણીને અમ હાયપોકાર ?
ભરેલે જ્ઞાને ને ચીરાતે હૈયે
સહદેવજીને ય નિહાળવી પડતી એમ
પાંડવકુલની આવતી સૌ દુઃખપરંપરા.

**સોહાગ**: ત્ર્હારે તો પરમ જ્ઞાનોર્મિ હતી
અધરપાંખડી ઉપર રમતી
એ અખંડ સ્મિતરેખા.
અજ્ઞાનનાં ન્હોતાં એ નિત્યહાસ્ય.

**દેવબા:** આત્માનાં પૃથક્કરણુ અઘરાં છે, સોહાગ !
અધર હસતો ને હૈયું ચીરાતું,
આંખો ફૂટું-ફૂટું થતી,
શરીરનું માળખું જાણે ભાગી પડતું.
માંડ માંડ વિતાવી એ જીવનઅવધો.
એક કાલે ન સાંભળી ગઈ,
એક કાલે ન જીરવાઈ જીવથી
પ્રેમકુંજની પરમ પ્રેમારત,
પ્રાયશ્ચિત્તયજ્ઞની પૂર્ણાહુતિનો
મહાઘોષ લોકપોકાર:
અને બીજી, પ્રસવવેદના સમી,
રસેશની શોકસમાધિની વિષાદક્રીડા.
છેલ્લી ઘડીઓ ભારે પડી વિતકની.

**રસેશ:** તો શી શી હશે વિટંબણાઓ
સર્વજ્ઞાતા વિશ્વંભરનાથની,
નિરખી નિરખીને નિરન્તરનાં
આપણુ સૃજનનટોનાં નટનાચણુ ?

**વીરેન્દ્ર :** હાથમાં અમૃતના કુપ્પા,
ને મરતાં વ્હાલાંને યે ન પવાય :
એવી ભાગ્યની હતી અવળાઈઓ.

**દેવબા :** વીરેન્દ્રને યે ન ખવરાવાયાં
આ હૈયામાંનાં પ્રેમસત્યનાં ધાવણુ

જોગી થઈ જગત ભમવા જતાં યે.
વીરેન્દ્ર ! મ્હને માફ કરજે.

**રતન :** ક્ષમાપન તો દેવબાએ દેવાનાં છે.
વીસ-વીસ વર્ષનાં સ્હવાર બપ્પોર સ્હાંજ
પ્રેમકુંજે ઉપહાસનાં કૌવચ નાંખ્યાં
'મુંગી' 'મુંગી' પોકારીને.
અવાચકને અજ્ઞાની માનીમાનીને
અપમાનની ધૂળથી વધાવતાં.
એ અવાચકતા તો જ્ઞાનચાવી હતી
પ્રેમમન્દિરના પરમ રહસ્યની.
ભૂલી'તી, પ્રેમકુંજપન્થ ભૂલી'તી.

**રસેશ :** જેમ જ્ઞાની, તેમ થોડું બોલા.
પરમ જ્ઞાની તો અવાચક જ હોય.
વાણીથી પર જ હોય સદા
પરબ્રહ્મ ને પરમ બ્રહ્માનુભવ.

**દેવબા :** રસિકા યે મરણપથારીમાં એ જ રટતી,
' પ્રેમકુંજ મારગ ભુલી છે,
' પ્રેમકુંજ મારગ ભુલી છે.'
રસેશે સૂકાન વાળ્યું જહાજનું,
વીરેન્દ્રે કૂવાસ્થંભ ને શઢ ચ્હડાવ્યા.
આજે ઝુકાવી છે વળી એકદા

અં. ૩, પ્ર. ૨, ૬૦૧

પ્રેમકુંજની મહાનૌકા પ્રેમસાગરમાં.
લાધ્યું છે પ્રેમમન્દિરનું પરમ રહસ્ય.
ઉજવો પ્રેમપૂજાનો પ્રેમોત્સવ
સહુ પ્રેમકુંજનાં પુણ્યવન્તાંઓ.

(પ્રેમદેવની અખંડજ્યોતને રસેશ પુષ્પહિન્ડોલે પધરાવે છે, બંસીપૂજા કરે છે. રતન ને વીરેન્દ્ર, સોહાગ ને કુમાર, વીસે વર્ષે જડેલી પ્રેમમન્દિરની અનેકશિખ આરતી વડે એ અખંડજ્યોતિની આરતી ઉતારે છે. રસેશ પ્રેમપૂજાની આરતી ગવરાવે છે, ને ઉત્સવનાં સહુ ઉત્સવિયાં તે ઝીલે છે. દેવબા ઘંટા વગાડે છે. જાણે જગતને જાણ કરતા હોય તેમ બાલક ને બાલિકા વચમાં વચમા શંખ પૂરે છે.)

**રસેશ :** ગાય શા ગુણાનુવાદ ત્હારા ! કહો જયતિ જય !
જયતિ જય પ્રેમજ્યોતિ ! ત્હારા; અહો ! જયતિ જય !
દેશદેશે, ખંડખંડે, ભોમભોમે જયતિ જય !
જયતિ જય ! જીવનજ્યોત !
જયતિ જય ! ઉરઉદ્યોત !
જયતિ જય ! ઓતપ્રોત
આયુની રસધારાઃ અહો ! જયતિ જય !
ગાય શા ગુણનુવાદ ત્હારા ! વિ.

**દેવબા :** વીરેન્દ્ર ! વિરાજ મંજરીહિન્ડોલે,
ને કુમાર ! નવપલ્લવને હિન્ડોલે.
ઝૂલાવશે એ પ્રેમઝૂલે
ત્હમારી પ્રિયતમાઓ ત્હમને,
ને ત્હમે યે ઝૂલાવજો તેમ
પછી ત્હેમને એ રસહિન્ડોલમાં.

(દેવબાની આજ્ઞાઘટાનુસાર વીરેન્દ્ર ને રાજકુમાર હિન્ડોલે વિરાજે છે. પ્રિયતમાઓ પ્રિયતમને પ્રેમઝૂલે ઝૂલાવે છે. પ્રેમજ્યોતિનો નિત્યપૂજારી રસેશ પુષ્પહિંડોલો ઝુલાવતો પ્રેમપૂજાની આરતીનુ બીજુ પદ ગવરાવે છે.)

લોકલોકનો ઉજાસ,
દેવદેવનો સુવાસ,
યુગયુગનો એ ઉચ્છ્વાસ,
પરમ પ્રેમનો પ્રકાશઃ
ગાય આ ગુણાનુવાદ ત્હારા ! કહો જયતિ જય :

**વીરેન્દ્રઃ** હવે રતન ! તું વિરાજ.

**કુમારઃ** ને સોહાગ ! તું ય તે
પ્રેમમન્દિરને આ પ્રેમઝુલે.
હવે ઝુલવિયે ત્હમને બન્નેને,
પ્રેમમન્દિરની પરમ પૂજારણોને.

(રતન ને સોહાગ વિરાજે છે, વીરેન્દ્ર ને કુમાર ત્હેમને ઝુલાવે છે. પ્રેમપૂજાની આરતીનું રસેશ ત્રીજુ પદ ગવરાવે છે.)

**રસેશઃ** દેશદેશે ખંડખંડે ભોમભોમે
ગાઓ, સહુ મહિમા એ ગાઓ, ગાઓ:

નર ઉરની નારીપૂજા,
નારી ઉરની નરપૂજા,
ગાઓ–ગાઓ:

દેશદેશે ખંડખંડે ભોમભોમે વિશ્વવિશ્વે
ગાઓ, સહુ મહિમા એ ગાઓ–ગાઓ:
ગાય આ ગુણાનુવાદ ત્હારા ! કહો જયતિ જય !

**વીરેન્દ્ર:** પ્રેમમન્દિરનાં પ્રેમપૂજારીઓ !

પ્રેમોરિયાનાં જલ પીનાર પુણ્યશાળીઓ !
પ્રેમકુંજના પરમ રસિકજનો !
પ્રેમોત્સવના આશાભર્યાં ઉત્સવિયાં !
તરસ્યું જગત માગે છે આજ
પ્રોત્સાહનનાં પાણી પાનારો યોગીન્દ્ર,
પ્રેરણાના અમૃત પાનારો પયગમ્બર.
વૃદ્ધ પ્રાચીન જગતને
થાક ચ્હડ્યા છે જીવનના,
ઓટ થયા છે આયુષ્યના.
ખરી પડયાં છે માનવજાતનાં
ઉડવાની પાંખોનાં પીંછાં.
કાન ફૂટયા છે,
સુણતા નથી જીવનમન્ત્રો;
આંખ આંધળી છે,
ઉકેલતી નથી દેવસંહિતા.
નથી ઝીલાતા કે નથી વંચાતા
સંસારના લોકગાજન્તા મહાશબ્દો.
શ્રમિત છે દીર્ઘ યાત્રાના શ્રમથી
મનુવંશની દશે ઈન્દ્રિયો.

એ થાક ઉતારી પ્રોત્સાહન પૂરે,
પગમાં ઉમંગનાં ઉડવાં પ્રેરે-પોષે,
હૈયામાં જ્વલન્તજ્યોત હુલ્લાસ જગાડે,
આત્માની પાંખો પ્રગટાવે:
એવા જોઇએ છીએ જગતને જોગન્દર:
માનવજાતના મહાસાગરમાં
આનન્દભરતી ઉભરાવનારા દેવચન્દ્ર
ઉરઉરનાં પ્રેમોરિયાં રચે,
ઘરઘરની પ્રેમકુંજ સરજે,
ને કુંજે કુંજે પ્રેમોત્સવ ઉજવાવે:
કીકી-કીકીમાં જલાવે રસની જ્યોત,
ભીડેલા ઉઘાડે અન્તરના ભંડાર,
ને જગતને ઝૂલાવે રસહિન્ડોલે:
એવા પ્રેમમન્દિરના પૂજારીઓના
અવનીવાસીઓને છે હવે અભિલાષ:
પુણ્યોજ્જ્વલ સુધાસોહન્ત જગગાજન્તી
રસઋચાઓ રચન્તા મહાનુભાવ રસર્ષિ:
આ યુગનો અવનીનો યોગીન્દ્ર.

**કુમાર:** રસેશ જ છે એ રસર્ષિ.
બંસી એટલે પ્રોત્સાહનની પ્રેરણા.
રસર્ષિ એ પૂરે છે પ્રજાજીવનમાં,
એ ફૂંક મારે છે જીવનબંસરીમાં.

**રસેશ:** પ્રેમકુંજના પરમ સન્તો !
ગાવ એ જગત્‌હિન્ડોલનું ગીત.
પુરાણી પુરાણી સર્જનક્ષણથી
બ્રહ્માંડ તો ઝ્હુડેલું જ છે
પરબ્રહ્મને રસહિન્ડોલે.

(રતન ને સોહાગ ગવરાવે છે 'જગત્‌હિન્ડોલનું' ગીત, ને પ્રેમકુંજવાસીઓ તે ઝીલે છે. જગતનાં અદૃશ્ય સત્વો પણ એ ગીત ઝીલતાં જણાય છે.

પ્રેમકુંજમાં સઘળે દીપમાલા પ્રગટે છે. મન્દિરે મન્દિરે, વૃક્ષેવૃક્ષને શિખરે શિખરે, ડાળેડાળને પાંદડે પાંદડે, દૂર જલમાનાં જલહોડલાંઓમાં, દીપમાળ ઝબકી ઊઠે છે.)

**રતન :** વીસ–વીસ વર્ષોમાં નથી પ્રગટી
આવી દીપમાલા પ્રેમકુંજોમાં.
તારા ઉતારી જાણે કુંજે મઢ્યા !

(ફૂલહિન્ડોલે રસેશ પ્રેમદેવને ઝૂલાવે છે, મંજરીઝૂલે બાલિકા વીરેન્દ્રને ને રતનને ઝુલાવે છે, નવપલ્લવને હિન્ડોલે બાલક કુમારને ને સોહાગને ઝૂલાવે છે. વિરાટ ભરી પ્રેમહિન્ડોલનું ગીત ગાજી રહે છે.)

**રતન ને**
**સોહાગ:** જગત ઝુલે રસઝોલેઃ
અદ્દ્ભુત કો પ્રેમને હિન્ડોલે, હિન્ડોલે, હિન્ડોલેઃ
ઝુલે રસઝોલે.
ભરતી અનન્ત ડોલે,
બ્રહ્માંડો ભીંજે છોળે,
પરબ્રહ્મ કેરે ખોળે;

૧૦૬, અં. ૩, પ્ર. ૨

ઉરે ઉરે કોકિલા કો બોલે, કલ્લોલે, વિલોલેઃ
ઝૂલે રસઝોલે,
અદ્‌ભુત કો પ્રેમને હિન્ડોલે હિન્ડોલે હિન્ડોલેઃ
ઝૂલે રસઝોલે.

**દેવબાળા**: જય ! પ્રેમપૂજાની પુનઃસ્થાપનાનો જય !

**રસેશ**: જય ! વિજયધ્વજી પ્રેમદેવનો જય !

(પ્રેમપૂજાની પુનઃસ્થાપનાની ને પ્રેમદેવની જયઘોષણા ગજાવતો લોકસંઘ પ્રેમોત્સવની ભરતીમાં કલ્લોલતો ડોલી રહે છે.)

  